# પ્રસ્તાવના

હા-આશ ! ઇન્દુકુમાર આજ પૂરો થાય છે. ગુર્જરસંતને આપેલો એ કોલ પાળી આજ વચનમુક્ત થાઉં છું. હવે, આજ છપ્પનને વર્ષે, ઝીંદગીની શેતરંજ સંકેલવાની જ હોય ને મ્હારે તો ?

ચારે ધામની યાત્રાએ નીકળેલો યાત્રાળુ ઘેર આવી, ઉંમરે બેસી, શ્વાસોચ્છ્વાસ ઘૂંટે છે ત્હારે એ થાક ઉતારે છે ? કે યાત્રાસિદ્ધિની આત્મતૃપ્તિ માણે છે ? કે–એ શું શું માણે છે ? ને શું શું નથી માણતો ? ઉપરલાખી 'હાશ' ઉચ્ચારતાં એ યાત્રિકના ભાવ હું અનુભવું છું.

શાસ્ત્રમાં યજ્ઞો અનેક પ્રકારના કહ્યા છે. એક તિથિનો યજ્ઞ છે; ભાગવતસપ્તાહ સમો અઠવાડિયાનો યજ્ઞ છે, માસનો યજ્ઞ છે, છ મામનો છે; વર્ષભરનો છે; હજાર દિવસનો છે. પણ શાસ્ત્રમાં છત્રીસ વર્ષનો યજ્ઞ વાંચ્યો'તો ત્હારે એને કલ્પના માની હતી. આજ અનુભવથી કહું છુ કે છત્રીસ વર્ષનો યજ્ઞ એ શાસ્ત્રકારની કલ્પના નથી, ઇતિહાસ છે. જ્ઞાનયજ્ઞ કહો કે કાવ્યયજ્ઞ કહો–ઇન્દુકુમારનો આ શારદમત્ર પાંત્રીસ વર્ષે પૂર્ણાહુતિ પામે છે.

એક વેદ ભણતાં બાર વર્ષ થાય; અને બ્રહ્મચારી એટલાં વર્ષ ભણતા ને ભણે છે એ તો આજનો પ્રત્યેક નવસ્નાતક કહેશે. પણ વેદત્રયીના ભણનારા છત્રીસ વર્ષ ભણી ઉતરતા એ વેદાભ્યાસની સાક્ષી આજ કોણ કોણ પૂરશે ? મ્હારૂં ઇન્દુકુમારનું રસઅધ્યયન એ પરમ બ્રાહ્મણયુગની સાક્ષી છે. આજ આટલે વર્ષે ઇન્દુત્રયીનું મ્હારૂં રસ-અધ્યયન સમાપ્ત થાય છે.

અને હજી અધિકું અન્તર ઉઘાડીને કહું પૂર્ણાહુતિની તિથિએ યજ્ઞકર્તા આનન્દ માણે છે કે શોક ? ઉત્સવસમાપ્તિનો એક વિધનો ઉડાણુમાંનો શોક ને ઉત્સવસિદ્ધિનો પરમાનન્દ પૂર્ણાહુતિની તિથિએ

યજ્ઞકર્તા અનુભવે છે એવો પૂર્ણાહુતિનો શીકરગી સિદ્ધિસાધનાનો સહજાનન્દ આત્માને આજ થાય છે

અને વાચક ! આમાની કવિતાથી ત્હારી કવિતભાવના અણ-સન્તોષાયેલી રહે તો આ આલેખકે તો એટલું જ ઉમેરવાનું છે કે આવતી કાલ કંઇ આથમી ગઇ નથી કને હતી એ પ્રભુમક્ષી કવિતા-લક્ષ્મી એણે ઠાલવી, ષટરસ કાવ્યભોજનની આત્મસ્વાદની સામગ્રી પીરસી, ને માનવબન્ધુનુ આતિથ્ય આદર્યું. ત્હો યે આત્મરિદ્ધોને આમા રસસામગ્રીની રંકતા ભાસે તો ભવભૂતિ કહી ગયા છે કે ' પૃથ્વી વિપુલ છે ને કાળ વિશાળ છે ' ભાવીની સીમા કોઇએ બાંધી નથી. અધિકા રસસિદ્ધ કલાધીશ કો કાલે અવતરશે ને પાઠક ' ત્હારી કવિતભાવનાને પરિતર્પશે. બ્રહ્મઘાટની ઉંચેરી દ્હેરીએ વિરાજેલા બ્રહ્મધનાઢ્ય બ્રાહ્મણ ' ત્હારી કવિતભાવના પગથિયુ યે નીચે ઉતારતો મા ત્હારા ઉંચેરા પગથિયા ન્હડી આ સરિતલહરીઓ પાવલિયા નહિ ધૂવે ત્હો ય ઉગતી પ્રભાતે કોક મેઘ અન્તરિક્ષમા ઉડતા આવશે ને ત્હને અભિષેકશે

હાશ ! ઇન્દુકુમાર આજ પૂરો થયો ગુજરાતને આપેલુ વચન પળાયુ

પણ—અણ, સાથેજનો ! ગુજરાતે આજ ઇન્દુકુમાર પૂરો થાય છે કે શરૂ થાય છે ? આજ ગુજરાતે કઇ તિથિ છે ? ઇન્દુકુમારના પ્રારંભની ? કે પૂર્ણાહુતિની ?

પહેલુ નોરતું, વિ સં, ૧૯૮૮

ન્હાનાલાલ દલપતરામ કવિ

## પાત્રો

| | |
|---|---|
| આનન્દ ભગત | નેપાળી જોગણ |
| જયદેવ | પાખડી |
| ઈન્દુકુમાર | કાન્તિકુમારી |
| ભટ્ટરાજ | યશદેવી |
| બિન્દુ | પ્રમદાસુન્દરી |
| ભલો | વિલાસ |
| બાળરાજ | વસન્ત |
| | કાંચન |
| | તારા |
| | કુમારી |

સ્થળકાળ અમૃતપુરની વાડીઓમા એક વસન્ત

કુમારિકાઓ, ઘેરૈયા, સહિય-વૃન્દ, ઉત્સવિયા, લોકસમૂદાય, વિ

# પ્રવેશ ૧ લો; આનન્દ ભગત

( અમૃતપુરની પરવાડે માથાના મુગટ સરિખડી એક ટેકરી છે; ને ટેકરીશિખરે, મુગટમાંના દેવપીંચ્છ સમી, મન્દિરઘટા છે. લોક એને ભગવાનટેકરી કહે છે. સહુ સંપ્રદાયના સાંપ્રદાયિકો ત્ય્હાં દર્શને આવે છે.

મુગટમાં મણિ જડાતો હોય એવું આરસનું મન્દિર ત્ય્હાં ચણાય છે. ઘડનારા ઘડે છે, ચણનારા ચણે છે, નકસીકારો નકસી કોતરે છે; સહુ મંહી દિલ ઠાલવે છે.

શ્વેતપંખાળા હંસલા સમા શ્વેતવસ્ત્રધારી એક સન્ત સાવરણો લઇ મન્દિરચોકને વાળે છે, ને ઉપરણા સમો નિર્મળો કરે છે. હરતાં ફરતાં ને કામ કરતાં સન્ત અખંડ ધૂન ગાય છે: )

અનુભવીએ એકલું આનન્દમાં ર્‌હેવું રે: ( પ્રાચીન )
સંસારસાગર ઉછળે, મંહી આવખું ધોવું રે;
અનુભવીએ એકલું આનન્દમાં ર્‌હેવું રે.

દિલ ઠાલવજો, દાનાઓ !
દિલદિલાવરીના દિલના ચરૂઓ ઠાલવો.
દિલદિલની ઝૂમ્મરજ્યોત ઝગમગશે
આ હરિમન્દિરને રંગમંડપે.
કાલે વ્હેલેરા આવજો હો ! વીરા !

( ચેલો ચેતનિયો તુંબડી લાવે છે, આનન્દ ભગત મંહીથી સહુને રોટી આપે છે, જતા જતા કારીગરો મધમાખ સમું ગણગણે છે. )

અનુભવીએ એકલું આનન્દમાં ર્‌હેવું રે.

**એક કારીગર :** એ તુંબડી મન્ત્રેલી છે.

**બીજો કારીગર :** એ તુંબડી ભગતનું અખેપાત્ર છે.

**ત્રીજો કારીગર :** ભોળા લાગો છો, ભોળા.
સોનાનો કીમિયો જાણે છે ભગત.

પ્ર. ૧, પા. ૧૦

''અહળક સોનામ્હોરો ગુફામાં—
પ્હેલો કારીગર : જોવા ગયો'તો કે ગણવા ગુફામાં ?
જુગજૂના ફેણાધારી મણિધરના,
કહે છે, મણિ ઝગમગે છે ત્ય્હાં.
બીજો કારીગર : અજાક્ષેત્રે નદીઓ ઉભરાય છે
ને પાઠશાળામાં સરોવર છલકાય છે:
વાયુ તો વરસી નથી જતાને એ ?
આનન્દ ભગત : એક–એક રામફળ લેતા જજો
ઘરના બાળમુકુન્દોને કાજ.
છેલ્લા શણગારે શણગારી દયો;
ત્રણ અઠવાડિયાં આડાં છે
શાકે શાલીવાહનની શકવર્તી તિથિને.
ત્રીજો કારીગર : અને હૈયા સમું આ હરિમન્દિર !
કીકીઓ સમી જાળીઓ,
ભમ્મર સમા ઝરૂખા,
અને આકાશગંગા સમાં તોરણો.
કમળ ને ચમેલી ને મોગરાની
આરસસ્થંભે છે રંગવેલડીઓ.
તુંબડીમાંથી સોનૈયા વરસે છે,
ને હૈયામાંથી રસિકતા ઢોળે છે;
આનન્દહૈયાનાં એ રંગછાંટણાં.
કલાની જાણે વસન્ત ખીલી.
આનન્દ ભગત : વસન્તમન્દિર નામ પાડીશું,
વીર ! વસન્તમન્દિર.
(એક એક રામફળ લઈને ગુંજારવ કરતા કારીગરો જાય છે.

સંસારસાગર ઉછળે, મ્હીં આયખું ધોવું રેઃ
અનુભવીએ એકલું આનન્દમાં રહેવું રે.

(એક હરિજન દેવદર્શને આવે છે.)

**હરિજન :** હરિ ૐ, આનન્દ ભગત !
શાતામાં તો છો ને ?

**આનન્દ ભગત :** હરિ ૐ, વીર! હરિ ૐ.
શાતા તો સન્તોનો ઉપરણો છે.
હું ને ત્હમે તો લોભિયા છીએ,
સંજીવન મણિ શોધિયે છીએ.
સમી સ્હાંજના મેળાવા છે પંખેરૂના.
કુંજનાં સહુ કુંજડાં છીએઃ
આજે અંહીં ને કાલે કય્હાંક.

(હરિજન મન્દિરમા દર્શને જાય છે. આનન્દ ભગત અંગૂચાથી હરિજનના પગરખાની ધૂળ ઉડાડતા ધૂન બોલે છે.)

હરિ મ્હોટા, હરિ મ્હોટા,
સહુથી હરિ મ્હોટા, હરિ મ્હોટાઃ
બીજા સર્વે ગપોટા,
સહુથી હરિ મ્હોટા, હરિ મ્હોટા. ( દયારામ )

(નવરંગ્યા ભગવા ઝગઝગાવતા એક સન્યાસીજી પધારે છે.)

**સંન્યાસી :** ઇધર ધર્મસાલા કિધર હૈ ?

**આનન્દ ભગત :** મ્હારા હૈયામાં, મહારાજ!
પધારો, હૈયે પધરાવું.

(સન્યાસી ખડખડાટ હસી પડે છે.)

પન્થનો થાક ચ્હડ્યો હશે,
મારગની ધૂળ ઉડી હશે, વીર!
ખમ્મા મ્હારા આતમના મહેમાનને.

અખિ ચેતનિયા ! બાપૂને આસન દે.
આઘેનો ભાર લાગ્યો હશે;
લાવો, ઝોળો ઉપાડું.

(હસતા રમતા સન્યાસીજી પડાળીપાખમા પધારે છે આનન્દ ભગત એમની પાવડીઓ હૂવે છે.)

અનુભવીએ એકલુ આનન્દમાં રહેવું રે

(હાથમા કમંડળુ ને કંચાણુમાળા લેઇને નેપાળી જોગણ આવે છે.)

**નેપાળી જોગણ**: હરિ ૐ, આનન્દ ભગત !

**આનન્દ ભગત**: પધારો, મૈયા ! વિરાજશો ?
જગત કલ્યાણમાર્ગે તો છે ને ?

(આંબાનુ ને લીમડાનુ થડ ભેળા ગૂંથાણા છે ત્યહાં ફરતો ઓકળીઓ પાડેલો નવરાવ્યો ચોતરો છે, એ ચોતરે દર્ભાસન માંડે છે.)

**નેપાળી જોગણ** સમા પ્રમાણે, આનન્દ ભગત !

**આનન્દ ભગત**: મા ભાખો; એવુ તો વાણિયો ભણે.
વૈષ્ણવના ન હોય એવા વેણ

**નેપાળી જોગણ**: જગત આજે વાણિયાવાડે ઉભું છે:
કાલ પડશે ત્યહા શુદ્રયુગ બેસશે.
ને પછી સતયુગ પધારશે પાછો.

**આનન્દ ભગત**: આગમ ઉચ્ચારો છો, મૈયા !

**નેપાળી જોગણ**: આજ તો કળિયુગ પાંખ વીંઝે છે;
ને એના વાયરા કોને કોને નથી વાયા ?

**આનન્દ ભગત**: સન્તો કહે છે કળજુગ સોહેલો છે:
એક ટોહ્લે હરિ જીતાય

(મિહારેલા એક સુદામાજી આવે છે, આનન્દ ભગતની ચરણરજ લઇને પાપમ થાપે છે. રેહામા દંડવત કરતા આનન્દ ભગત એમના પગમા પડે છે.)

**સુદામાજી**. હં ! હં ! મુજ પાપીના પગમાં ?

આનન્દ ભગત ! પાપમાં પાડો છો.

**આનન્દ ભગતઃ** પૃથ્વિપગલાં કોનાં કોનાં
પાપિયાં નથી ? ભા !
પુણ્યજ્યોત એકલ છે શ્રી હરિ.
ચરણરજ આપવી હોય
તો ચરણરજ લેજો.
✓ શ્રી હરિના પોતરા માનવી સહુ સરખા.

**સુદામાજીઃ** શ્રી હરિએ ચાંગળુક દીધું;
એ આવ્યો છું આજ અંજલિ ધરવાને.

**આનન્દ ભગતઃ** છલવાશે તે ભરાશે, ભા !
છાકછલકતા ધૂળમાં રોળાય.
સાગર ઉલેચ્યા સાંભળ્યા છે ?

**સુદામાજીઃ** મ્હારૂં-મ્હારૂં શેનું ?—
શ્રી હરિનું મણેક સોનું
છે આનન્દ ભગતને ચરણે.

**આનન્દ ભગતઃ** એ તો હરિવરનાં લક્ષ્મીજીઃ
વિદુરજીને ઘેર ન શોભે.
શું કરવું છે મ્હારે સોનાને ?
પરાયા તે સોનૈયા નથી, ભા !
એ તો છે સંસારના અંગારાઃ
અવળે હાથે અડકે એ દાઝે.
સોનું જીરવવું સ્હેલ નથી.
હૈયાં આપો-હૈયાં, હરિજન !

**સુદામાજીઃ** મન્દિરના પાયામાં પૂરજો.

અ. ૧, પા. ૧૪

એ સોનાની કણી યે
મ્હારે શિવનિર્માલ્ય છે.

(સુદામાજી મન્દિરમાં દર્શને જાય છે, આનન્દ ભગત એમના પગરખાં રહેતા બેસે છે.)

આનન્દ ભગત: માણુ, ભા ! માણુ મનની મોજુ,
ઉડાવ આતમના ફૂવારા;
ને આપીને મ્હોર ને પ્રફુલ્લ.
નહિ તો આપ્યાના ઓરતા રહેશે.

દિલના દરિયા કરો, મ્હારા મન્ત હો !
દિલડાના દરિયા કરો હો જી !
મનના મહેરામણેથી મોતીડા વરસજો,
રહી જશે કાઇ આપ્યાના યે ઓરતા હો જી !
વરસે જેવા સહસ્ર ફોરે મેઘ,
વરસે જેવા કોટિક કિરણે સૂર્ય,
વરસો એવા આતમના ભંડાર હો !
રહી જશે કાઈ આપ્યાના યે ઓરતા હો જી !
ઉદધિને ઉલેચ્યા નથી સાંભળ્યા હો જી !
દીપ નથી ગગનને યે ઠાલવ્યા હો જી !
આપી આપી ભરજો દિલાના દિરૂમાન
કોટીભુજાઓ વરસે છે ભગવાન હો !
રહી જશે કઇ આપ્યાના યે ઓરતા હો જી !

મ્હેં તો જીવતાં સમાધ લીધી, માજી !
પણ ધરમનાં ઢોલ ઢબૂકયે
સમાધમાંથી યે જીવડો જાગશે.

( દિલના દેવને ન્હોતરતો ને ગગનછાછરને થરથરાવતો ઉછળતો અદરશેથી પડછન્દ પડે છે; જાણે મનનો મોરલો ટહુકયો ને આયુષ્યનો મેહુલો ગાજ્યો.)

કે આભમાં ચમકે પૂનમચન્દ્રમા રે;
કે એહવો ચમકે ઉરનો ચન્દઃ
સલૂણા ! દિલના દેવને ન્હોતરાં રે.

( સન્ધ્યા અજાબરગીલી ઉઘડે છે. )

કે ચોકમાં ઉછળે ચન્દ્રની ચન્દની રે;
કે એહવો ઉછળે ઉર આનન્દઃ
સલૂણા ! દિલના દેવને ન્હોતરાં રે.
કે કુંજમાં કોયલડી ટહુકા કરે રે;
કે મોરલો બોલે મનને મ્હોલઃ
સલૂણા ! દિલના દેવને ન્હોતરાં રે.

( અમૃતપુરની કોયલ બોલ્યે જગકોયલો વાણી વીસરે છે. )

કે પાદર પનિહારીઓ પડઘા પૂરે રે;
કે ગામમાં ગાજે એ રસબોલઃ
સલૂણા ! દિલના દેવને ન્હોતરાં રે.
કે વાડીએ ચૈતરચપો મ્હોરિયો રે;
કે મ્હોર્યો વસન્તનો મુજ છોડ.
સલૂણા ! દિલના દેવને ન્હોતરાં રે.
કે ફૂલડે ફૂલડે પરિમળ જાગિયા રે;
કે જાગ્યા જીવનના કંઇ કોડઃ
સલૂણા ! દિલના દેવને ન્હોતરાં રે.

( આભના અનિલ ઉતરી પરિમળ ઢોળી જાય છે. )

પ્ર. ૧, પા. ૨૬

કે તારલા હરિની ઉતારે આરતી રે;
કે એવા આરતના મુજ ભાવ:
સલૂણા! દિલના દેવને ન્હોતરાં રે

(સાઠ નગારાં ગડગડે એવા પછી સાયંઆરતીનાં ડંકા ગડગડે છે, ઝાલરો વાગે છે, ઘંટડીઓ ગુંજે છે, દીપમાળા ઘૂમે છે. મેઘની લહરીઓ થમે એમ ઘડીક પછી, જગત થરથરાવી, એ શબ્દઘોષણા ધીરી પગલીએ વિરમી જાય છે.)

કે મ્હારી યે ઉભરો પુણ્યની પર્વણી રે,
કે આવજો ત્હારે મહૂલીએ, આવ!
સલૂણા! દિલના દેવને ન્હોતરાં રે.

આનન્દ ભગત : માજી! દુનિયા દવમાં સળગે છે.
દિશા દિશામાં છે જ્વાળામુખી:
આવો ને હોલવો.

નેપાળી જોગણ : હૈયે હૈયે છે અગ્નિચારીઓ.
આજ તો કોકના જ હૈયે
અમૃતકુંભ સમા આત્માઓ.

આનન્દ ભગત : સાંભળીને, માજી!
રોજની છે એ આરત.
સન્ધ્યાએ સન્ધ્યાએ આવે છે દેવકુંજમા,
ને દેયું ટાઢવીને જાય છે.
સત્સાગની દેરીઓ કપરી છે.
બ્હાવરી બાળા બીજું શું કરે!

પોતે બેસે છે ફૂલપરએ
ત્હારે દિશાઓ ડોલી જાય છે.
અમરો અવનીમાં ઉતરે છે
એનાં આમન્ત્રણે.
એના પ્રશ્નો પૃથ્વીને પિગળાવે છે.
એ ન્હોતરે છે કોને?

**આનન્દ ભગત**: સંસારમાં સૌ ન્હોતરે છે
પોતપોતાના આતમના આધારને.

**નેપાળી જોગણ**: એને રખેવાળાં કોનાં?

**આનન્દ ભગત**: એને રખેવાળાં રમતા રામનાં.
યોગમથી ગઢ ઘેરાય ત્હારે
અગમનિગમની યે ઢાલ ફૂટે છે.
–ભજનની બેલડીએ ઝૂકશોને?

**નેપાળી જોગણ**: ૐકારની અખંડસિતારી સંભળાવે છે
એ એકતારાની રમઝટે રીઝવો તો.

**આનન્દ ભગત**: દુનિયા દવમાં દાઝે છે.
ભજનભીની કરો, સન્તો! ભજનભીની.

(સન્ધ્યાદીપી ઓસરીમા જઈ એકનાગની જુગલજોડલી લેઇ આવે છે.)

જાણું છું ત્હમે જાણણહારાં છો.
માઝમ રાતના પડદા પડે છે
ત્હારે ત્હમે ને ત્હમારા હરિવર
એકલડાં માણો છો અગાધ એકાન્તને,
મનમોહિની માઝમ રાતને.

(નેપાળી જોગણ ને આનન્દ ભગત તાર મેળવે છે.)

દુનિયાને પ્હેલું ધાવણ માનું હોય.

**નેપાળી જોગણ** : કલ્યાણ હો ! ઉપાડું છું, આનન્દ ભગત !
ભગતોની આણ ભગવાને માને.

(ઉપાસિતારી સમો એકતારો રણકે છે. પખીની બન્ને પાખો એકતાલે વીંઝાય એમ અન્તરાનેના એકતારા એકતાલે ચમકે છે.)

કોઇ ઉતારો મ્હારો આ ભમ્મરનો ભાર.
એક ભમ્મર બ્રહ્મા બેઠા, બીજી ભમ્મર રુદ્ર;
વચ્ચે વિષ્ણુ નીર વહે; એનાં મ્હડ્યા પૂર:
કોઇ ઉતારો મ્હારો આ ભમ્મરનો ભાર.
આશા પીધી, તૃષ્ણા પીધી, પીધા કામક્રોધ;
કાળને ઘોળાને પીધા; ન પીવાયાં પ્રારબ્ધ
કોઈ ઉતારો મ્હારો આ ભમ્મરનો ભાર.

**આનન્દ ભગત** : હુકં–અં: હ્યોને, ભા !
કોઇક તો લેઇ હ્યો
માનવીના ભવના આ ભમ્મરભાર.

**નેપાળી જોગણ** : શેષના ભાર ઉતરશે ત્હારે
માનવીના ઉતરશે ભવના ભાર.

**આનન્દ ભગત** : જોગી છો, જગત જોઇ વળ્યાં છો;
તો સાંભળો ભગતોના શબ્દ.
બે ભમ્મરો છે બે લોખરો.
ઇંગળા પીંગળા સુષુમણાની ખીણોમાં
વહે છે આતમતરવેલીનાં પૂર.
એમને આરે ઉભી છે દેવનગરીઓ.
પરબ્રહ્મે બ્રહ્માંડના ભાર ઉપાડ્યા
તે દી માંડ્યા ભમ્મરે ભવના ભાર.

માતાકૂખે જન્મ્યો નથી કો માનવી,
કે પૃથ્વીને પાટલે પ્રગટી નથી કો પ્રજા,
ભમ્મરના ભારે જે ચંપાણાં ન હોય.
યાત્રાની અવધો પૂરી થશે
ત્હારે ઉતરશે એ બ્રહ્મલાધ્યા ભાર.
જગત એટલે જીવવાનો આનન્દ.
નિર્મળાં મોતીને મહેરામણ
માણો અને મણાવો.

**નેપાળી જોગણ**: અમ ફિલસુફોનાં કાચલાં
ને તમ ભકતોનાં અખેપાત્ર.
કાચલીએ સાગર કેટલોક પીવાશે?
ને ખોબલે સૂરજ કેટલોક ઝીલાય?
ત્હમે તો માનસરોવર ભરો,
ને સોનાકમળે હંસલા ત્હાં ચરે.

**આનન્દ ભગત**: માનવીને તો પરપાંખે ઉડવાનું.
દુનિયાં એટલે કોયલનો માળો.

**નેપાળી જોગણ**: એમ કેમ? આનન્દ ભગત!

**આનન્દ ભગત**: કોક જન્માવે ને કોક ઉછેરે.
જગતજનો છે પરસેવાચેલાં–પરભૃત.
નિજસંપન્ન કો દેખો ત્હારે દાખવજો.

**નેપાળી જોગણ**: ખરૂં; માનવી એટલે પરભૃત.
સ્થૂલની સીમાસાંકળો
ને પ્રારબ્ધના વજ્રબન્ધ—
એમનું કાળઘડ્યુ પૂતળું તે માનવી.

**આનન્દ ભગત** : ના; હોય કોક આભ જેવા નિજથભા.
—ને માજી! કુમારસેનાને
વસન્તસેના કહી બિરદાવી ?

**નેપાળી જોગણ** : હા; ઉભરાના ફીણ ઉતર્યાં,
ને સત્ત્વ દીઠા, ત્હારે.
ચાર–ચાર માસ પવિત્રી પાઇ.

**આનન્દ ભગત** : પવિત્રાઇમા બાળકો મ્હોટાંથી મ્હોટેરાં છે.

**નેપાળી જોગણ** : કુમાર ને કુમારીઓ તો છે
સંસારમાંડવાની વસન્તકળીઓ.
આજની કળીઓ કાલે પ્રફુલ્લશે,
ને સંસારને સુગન્ધથી ભરશે.
વિલાસને યે વૈરાગ્ય પાઈ પાઈ
આનન્દિની સરજુ છુ.
પુણ્યઓઢણે પવિત્ર રહેશે હવે
તો તો જબ્બર પ્રેરણા છે જગતની.

**આનન્દ ભગત** : પારસ પરસે એ સોનુ થાય.
સન્તો તો પારસમણિ છે દુનિયાના.

(વિલાસ રસાને આવે છે.)

**વિલાસ** : આનન્દ ભગત! હરિ ૐ

**આનન્દ ભગત** (ધરતીનાં થર ઉખેળતાં ઉખેળતા)
હરિ ૐ, દુનિયાંદાઝેલીને હરિ ૐ.
જગતઘાટે નથી દીઠી આજ
તુજઅદકેરી કો જોગણ–વૈરાગણ.

**વિલાસ** : માજી સન્મુખે જ બેઠાં છે
  મ્હેં તો મનભર માણી લીધું.

**આનન્દ ભગત** : જોબનવંટોળમાં ઝોલાંખાતી
  'મ્હેં તો મનભર માણી લીધું'
  એ જ છે સાચી જગતસંન્યાસિણી.
  આ જોગમાયા જોષ ભાખે
  ને જગતની જન્મોત્રી વાંચે
  તે દી 'હા' ભણજે, બાપલા !
  હરિ ૐ.

(વિલાસ મન્દિરમા દર્શને જાય છે. નવયુગના ધર્મધ્યાપક સંસ્કૃતાચાર્ય પધારે છે રથચક્ર શી એમની આંખો આકાશઅવનીમાં ચકરાવા ખાય છે.)

**શાસ્ત્રીજી** : હરિ ૐ, આનન્દ ભગત !

(આભના અરીસામા મુખડું જોતા શાસ્ત્રીજી નમસ્કાર બોલે છે.)

**આનન્દ ભગત** : હરિ ૐ, વીર ! હરિ ૐ.
  તમ જેવા હોય આભના આધાર.
  રહો; પાણી લાવું, પાવલિયા ધોઉં.
  ધૂળ ચ્હડી ઝંખાય છે.

**શાસ્ત્રીજી** : પુરમાં ક્યહારે પધારવાનું થશે ?
  કે એકાન્તમાં જ આનન્દશો ?
  પરણી ન બેસિયે કો થાનકને.

**નેપાળી જોગણ** : અમૃતપુર સાગમટે અંહી આવશે
  એવાં ન્હાણાં વાશે યુગનાં.

**આનન્દ ભગત** : ભગવાનટેકરી તજી ભવાટવિમાં.
  હું તો દટાણો છું આ દિવાલોમાં ?

"મ્હેં તો જીવતાં સમાધ લીધી.
એકાન્ત તો ભાળી નથી ભૂતળમાં.
આભઉંડેરી આ એકાન્તમાં ચે
ભરવસ્તી શી ભૂતાવળ ભાળુ છું.
પરણુવામાં પાપ માનતા હશો ?
હશે, ભા ! ત્હમે સાચા હશો.

(જયપરાજયના અકળ હાસ્ય હસતા હસતા ધર્મંડપાધ સંસ્કૃતાચાર્ય, નવો જમાનો ચમકાવતા, મન્દિરમા દર્શને સિધાવે છે.)

**નેપાળી જોગણ:** (સ્વગત) આ સન્તે વિરાટસ્વરૂપી છે.
એમની અવળવાણી છે ૐકારવર્ણી.
(ચાસન) હયો, ભજનભીનાં કરો, સન્તજી !
તો જાઉં વળી જગતમાં
ભક્તિનાં બખ્તર પ્હેરીને.
રજની રમતી આવે છે.

**આનન્દ ભગત:** હોવે; હરિજન ઓશરીએ કય્હાંથી ?
જાણે સ્વર્ગને વડલેથી મ્હારે
પ્રભુનાં પારેવડાં ઉતર્યાં.

(બન્ને સન્તો એકતારો રણકાવે છે. મન્દિરપગથારે ઉભી વિલાસ અનિમિષ આંખડીએ ઉડતા રાજહંસને સાંભળી-નિરખી રહે છે.)

**આનન્દ ભગત:** જીવડાનાં જતન કરો; (પ્રાચીન)
જીવ રે ત્હારાને જોખમ લાગશે,
મ્હેંગામણુ રમણુ ન્હડયો;
જીવડાનાં જતન કરો
જોગીડા ! જોગ સમાજને,
જ્ઞાની ! યા જ્ઞાનપરો.

સંસારી ! સંસારે ઝૂઝજે,
　　થર હો તે શસ્ત્રો ધરોઃ
　　　　જીવડાનાં જતન કરો.
શેષ ડોલે, ધરણી ધ્રૂજે,
　　મેહુલો પ્રલયભર્યો;
વિષના વજુષ્યા વંટોળિયા,
　　વીજળી અગનઝરોઃ
　　　　જીવડાના જતન કરો.
અખડ આનન્દનો અંચળો,
　　ઉરમાં અનભે ભરો;
પુરુષાતનની પ્રેરણા,
　　મન્તો ! પ્રારબ્ધ ઘડોઃ
　　　　જીવડાનાં જતન કરો !
　　જીવ રે હ્હારાને જોખમ લાગશે હો જી.

(અમૃતપુરની કુન્જોને પાદરે પાદરે પાય પાડતો ભજનઘોર આઘે આઘે સંસારઘેરા સાગરઘોરમાં જઇને ઢોળાય છે.

એકતારો મૂકીને જોગણ ઉઠે છે, આનન્દ ભગતની સન્મુખે ઉભે છેઃ જાણે સૂર્યચંદ્ર સ્હામસ્હામા આવી ઉભા !)

**નેપાળી જોગણ** : (હૈયાધ્રૂજે જાણે દેહવેલને કંપવા છૂટ્યો હોય એમ)

હરિ ૐ, આનન્દ ભગત !
જીવનાં જોખમ કે જતન
માનવીને હાથે હોત
તો હૈયાઘાવ કોકને જ વાગત.

**આનન્દ ભગત** : અગમ્યની ઢાલો આતમને રક્ષે છે.
　　વજ્ર મહેન્દ્રનાં વરસે,

અ. ૧, પા. ૨૪

પણ ઢાલકવચ આતમબળનાં હોય:
અન્ધારાં આભમાંથી ઉતરે,
ત્હો યે જગતદીવડો દિલડામાં ઝગમગે
પ્રારબ્ધના કિલ્લાકોટે ઘેર્યો છે પુરુષને,
પણ પુરુષાતનની છે પાંખો.
એકતારાની તુંબીનો આનન્દશબ્દ
બ્રહ્માંડતુંબીને યે રણકાવે.
આયુષ્ય એટલે પુણ્યનિર્મળો આનન્દઝરો.
કલ્યાણનાં પાણી પીઓ–કલ્યાણનાં.

**નેપાળી જોગણ**: હરિ ૐ, આનન્દ ભગત !
અત્યારે તો રાત્રી ઉતરે છે.

**આનન્દ ભગત**: હરિ ૐ, માજી !
આથમ્યા સૂરજ પાછા નથી ઉગવાના ?
જગતને સંજીવની છાંટો, મા ! સંજીવની.

(શંખનાદ સમી હરિ ૐની જયઘોષણા દિશામંડળમાં ગાજી ઊઠે છે. જગતને માપતી હોય તેવી ભારે પગલે જોગણ સિધાવે છે; પગલાં ગણુંની પાછળ પાછળ વિલાસ પથરે છે; જાણે નેપાળી જોગણનો પડછાયો ચાલ્યો ! )

**નેપાળી જોગણ**: (જતાં જતાં વાગોળે છે.)
આનન્દ ભગત એટલે એકલમલ્લ,
આનન્દ ભગત એટલે એકલરામ.

(આનન્દ ભગતને ફરી વળતા પાછળ એકાન્તના પડદા પડે સાવરણો લઈને મન્દિરિયોક વાળતા વાળતા આનન્દ ભગત અખંડ ધૂન બોલે છે)

અજ્ઞાનીને બીજું શું આવડે ?
ભગતો તો આનન્દ પાય દુનિયાંને.
અનુભવીએ એકલું આનન્દમાં રહેવું રે.

---

## પ્રવેશ ૨ જો : દામ્પત્યકુંજમાં

( નગરની વસન્તપરકમ્મા કરીને વસન્તસેના હમણા જ વિખેરાણી છે પ્રેમની ચન્દની સમુ વસન્તનુ અજવાળિયુ ખીલેલુ છે, ને યશમન્દિરિયે સહિયરો વસન્તોત્સવ કાજે ટોળે મળી છે

સન્ધ્યા આથમી છે, એકાદશીનો ચન્દ્રમા, પ્રફુલ્લેલા પદ્મ સમો, ગગ નમાડવડેથી ચન્દ્રિકા ને અમૃત વરસે છે કુંજમા સરોવરતીરે ડોલરવનમા ફૂલ ઉઘડેલા છે એવા આકાશકુંજમા તારલાના મ્હોર મ્હોર્યા છે

આંબાડાળે ફૂલમડળીમા ફૂલહિન્ડોળો છે એમા વસન્તદેવને પધરાવીને સહિયરો વસન્તોત્સવ ખેલે છે )

**વસન્ત :** વનમા હિન્ડોળા બાંધિયા, સખિ ! શ્યામ બોલાવે,
બાંધ્યા છે વડલાની ડાળ,
ગિરધરલાલ બોલાવે ( પ્રાચીન )

**યશદેવી :** પધારો વસન્તપૂજનમા,
ને ન્હોતરો નિજનિજના વસન્તદેવને

**વસન્ત** ત્હમારે તો સદાયનુ છે વસન્તપૂજન
ત્હારા અખડદીવડાના દર્શને આવ્યા છીએ

**યશદેવી** નાથ ! આવો, વિરાજો ફૂલહિન્ડોળે
હો ! ફૂલડે ફૂલડે વેરી,
હો ! ગગન ગગન ઘેરી
હો ! નયન નયન હેરી,
છબિ નાથ ! ડોલે–ડોલે ફૂલહિન્ડોળે
( અખડદીવડો લઇ અદૃશ્ય પ્રેમદેવની આરતી ઉતારે છે )

**પ્રમદાસુન્દરી :** યશનુ ઉદ્યાન સુન્દર જાણતી'તી,
આ તો અદ્ભુતના છે પરિમળ

કાંચન : વસન્તકુંજે ફૂલમકળીનો હિન્ડોળ,
મહીં વસન્તદેવનું રસપૂજન,
ઉપર વસન્તચન્દ્રનીની ધારાઓ,
ને વચ્ચે સૌભાગ્યસુન્દરી યશદેવી:
અલૌકિક છે આજનો રસયોગ.
કાન્તિકુમારી : સહિયરોની હાસ્યધારાઓએ ભીંજાતાં
સ્નેહસાધ્વી સ્નેહસમાધિમાં ડૂબ્યાં છે.
રગરગના એના રૂધિરબોલ
ઉચ્ચારે છે સ્નેહનાં સ્તોત્રોને.
વસન્ત : યશદેવી છે સ્નેહયોગના યોગિની;
દર્શને આત્મા ને આંખો ઠારે છે.
કાંચન : વસુન્ધરા ક્ય્હારે હૈયાં ઉઘાડશે ?
ને આવાં દર્શન કરાવશે બધે ?
કાન્તિકુમારી : પ્રેમ ! પ્રેમ ! પ્રેમ !
રહે તો માનવીના ભૂત કીધા.
પ્રમદાસુન્દરી : યશદેવી ! પ્રેમદેવની પૂજારણ ! પૂછું ?
પ્રેમાવતાર ક્ય્હારે અવતરશે અવનીમાં ?

પૃથ્વીને ફોડીને પધારો, નાથ !
ચકવાચકવીનાં પ્રભાત પ્રગટાવો.

**કાન્તિકુમારી :** યશ ! શું આદર્યું છે આ ?
દુનિયા સાંભળશે ને સળગી ઉઠશે.

**યશદેવી :** સ્નેહની ધૂણી ધખાવી છે, કાન્તિબ્હેન !
ફૂલની પાંખડીપાંખડીમાં ઝંખાય છે,
ફૂલહિન્ડોળે નથી પધારતા.

**વસન્ત :** ત્હારી વસન્તપૂજા એટલી અધૂરી.
પૂજાપાનો થાળ ધરે'
હરિવર પધારે જ–પધારે.

**કાંચન :** જગન્મોહિને ! દેહનો હિન્ડોલ ઓછો પડ્યો
કે ફૂલનો હિન્ડોલ ભરવો પડ્યો ?
ત્હમારે તો અન્તરબાહર વસન્ત ઉઘડે છે.

(સ્વગત ગણગણે છે.)

સખીરી ! ફાગનકે દિન ચાર.
ફાગનકે દિન ચાર,
ફા–આ–ગનકે–એ દિન ચા–આર:
સખીરી ! ફાગનકે દિન ચાર. (પ્રાચીન)

**યશદેવી :** ને કાન્તિબ્હેન ! ગયે આ વારે ને
મ્હને પ્રેમપૂજા સ્હમજાવી. કહેઃ
'સૂના આત્માનાં સૂનાં મન્દિર;
મંહી મૂર્તિજ્યોત માંડિયે
તો પ્રાણ ને મન્દિર પ્રકાશી ઉઠે.
સ્નેહીનાં સંભારણાં ઉભરાય,
પ્રીતમના પરિમળ છલકાય,

પ્ર. ૨, પા. ૬૮

'' સાત્ત્વિક સેવાની સામગ્રીએ
સાત્ત્વિક ઉદ્બોધન થાય;
આવતાં-જતાં સંસારનાં સ્વપ્નાંઓમાં
સાચનો સન્દેશ સંભળાવે.
તું મ્હારૂં પ્રેમમન્દિરઃ
મંહી પ્રેમદેવ પધરાવીશ.'
વાતોડાએ બહુ બહુ વાતે વ્હાઇ, બ્હેન !
બ્રહ્મને પૃથ્વીપાટલે માંડ્યા,
બ્રહ્માંડને બ્રહ્મમન્દિર કહ્યુંઃ
વળી બ્રહ્મને બ્રહ્માંડપરા ભાખ્યા.
મ્હને નિજ બ્રહ્મસુન્દરી કહીઃ
મ્હને તો પોતે બ્રહ્મમૂર્તિ ભાસ્યા.
ઘણી ઘણી રસકથા વર્ણવી.
સ્હવારે ઉઠીને જોઉં તો અલોપ.
રાત્રીએ મેઘનો મેઘાડંબર હતો;
સ્હવારે જોઉં તો શૂન્યાવકાશ એક.
પ્રભુજી પરવરિયા પરલોમ;
ને પાછળ સન્દેશરો પાઠવ્યો.
'મોડી રાતે તાર મળ્યો.
ત્હમારી સુખનિદ્રા ન ભાગી.
અઠવાડિયાની અવધિ જાઉં છું.'
જાણે મ્હને યે તાર કરતા ગયા !
કાન્તિબા ! અઠવાડિયું એટલે કેટલા મહિના ?
( સોનૈયા ને રૂપૈયા વેરાય એમ સન્દેશો ખાખાઃ હશે ?

હસવા શું બોલી ? કે સૌના અનુભવ ?
બ્હેન ! પૂછું ? હવે હસશો નહિ ને ?
કાલે બે દહાડા ભેગા તપતા'તા ?
**પ્રમદા :** ઓ ઘેલાં ! રે મ્હારાં ઘેલૂડાં !
મ્હારાં વરઘેલાં યશદેવી !
બે દહાડા તે ભેગા તપતા જાણ્યા છે ?
સૂરજનાં ઉગવાં કે આથમવાં
થંભાવ્યા થંભતા હશે ?
**યશદેવી :** છેક એવું ઘેલું બોલુ છું ?
બે તિથિઓ ભેગી ભાખનાર
જોષીના જોષે જુઠ્ઠા ?
' સૂરજ ! થાને પૂજશુ
ભર મોતિયનરા થાર;
દો ઘડી મોડો ઉગજે,
મ્હારો માણબો ખેલે શિકાર '
એ કવનાર ને ગાનાર
બન્ને યે જૂઠડા ?
ખટ માસની રાત્રી ને ખટ માસનો દિવસ
વિરહીઓની કેવળ કલ્પના છે ?
દહાડો કાલે બે દિનનો લાગ્યો;
ને રાત્રી તો જાણે
અગાધ એક આકાશ;
સૂની, અન્ધારી, શમશમાકાર.
પ્રભાતે અજવાળું તરતું-ઉતરતું આવ્યુ
ત્હારે ઘડીક મ્હેં તો માન્યું યે નહિ

. પ્ર. ૨, પા. ૩૦

કે આજ સ્હવાર ઉગશે.
પાખડીને પસવારી બોકી કીધી,
વસન્તની વાડીઓ વેડાવી,
ચન્દન ઉતાર્યાં, ધૂપ સમાર્યાં,
આરતી અજવાળી, ફુલમંડળી ભરી,
ને આદરી પિયુની પ્રેમપૂજા
–હેં ! કાન્તિબ્હેન ! કોક શું બોલે છે આ ?
નાથ ને પ્રીતમ શું જૂદા જૂદા ?

કાન્તિ : ત્હારા હૈયાને પૂછ, યશ !

યશદેવી . ત્હમે હમણા હૈયાવાસી થયા છો,
દુનિયાના નહિ, હૈયાના બોલ બોલો છો.
–ને પછી ખેલી, રમી,
વસન્તદેવને મુગટ ધરાવ્યા,
અત્તર પૂરી આરતી ઉતારી,
પણ સહુ અધુરૂં–અધુરૂં એ
ઉણપ પાતાળઉંડી ભાસી,
ને પછી મૂર્તિને નન્દવી
મ્હારો પિયુ ને પ્રભુ આપો,
મ્હારા મનનો મનોરથ આપો.
કાન્તિબ્હેન ! મૂર્તિઓ મ્હારે અબોલડે છે.

પ્રમદા : એવડાક વરઘેલા ન થઇયે, યશ !

યશદેવી . ખરૂં, વિયોગ ને વિરહ તો
સ્નેહના અધ્યાત્મયુગ છે.
વિરહી એટલે રામ કે સીતા.

**વસન્ત :** હા, ભાભી ! હા, અમે તો વરસ્હોયાં;
પરસ્હોયાંથી સારાં.
સંસારની ને સ્વર્ગની વાડીએ
અમે સોહાઇયે અમારા મંગળસૂત્રે.

**પ્રમદા :** યશબ્હેન ! આવશો અમારે દેશ ?
પૂર્ણિમાએ કૌમુદીઉત્સવ છે.
એકલાં અંહી ઓછું આવશે.

**કાન્તિ :** હા–આ. આનન્દસરોવરે નાવડું તરાવીશું,
પોયણુંની ઉઘડી આંખોમાં જોઈશું,
ચન્દનીસ્નાને ચન્દનીઉજળાં થઇશું.

**કાંચન :** (એક કોરે આડુ જોઇને)
ને ત્હાં પ્રમદાસુન્દરીનાં જાજરમાન
કાન્તિબાની મુગ્ધતાને ઝંખવશે.

**યશદેવી :** બ્હેન ! નાથ નથીને ?
શઠ કોને હાથ સોંપીશ ?

✓ क्रीडा, शरीरसंस्कारं, समाजोत्सवदर्शनम्,
हास्यं, परगृहे यानं, त्यजेत् प्रोषितभर्तृका।

એકલી ને અટુલી તો
સૌભાગ્યવતી યે વિધવા સમી ભાસે.
નથી તે નિરખી દયામણો ઉચ્ચરશો.
મ્હને માનશો ઉત્સવમાં આંસુડાં.
પોયણુંનું નાવડું ગૂંથીશ અંહી,
ડોલરપાંદડીનાં હલ્લેસાં માંડીશ,
મંહી પ્રાણેશની પ્રતિષ્ઠા કરીશ,

પ્ર. ૨, પા. ૩૨

અમારા ફૂવારાના હોજમાં તરાવીશ.
આનન્દસરોવરના સમી ચન્દનીધારા
અમારી કુંજે યે વરસશે;
એ ચન્દનીમાં ચન્દનીસ્નાન કરીશ.
આવીશ, કાન્તિણ્ડેન ! ત્હમારી કુંજે આવીશ;
નાથને તેડીને આવીશ–

કાન્તિ : યશ ! તું જ છે દુનિયાનું અજબ.
અજબસુન્દરી ! ગાવ અજબનું ગીત.
('પ્રેમસખા'ને વસન્તહિન્ડોળે પધરાવીને ઝૂલાવતી યશોદેવી અજબનું ગીત ગાય છે.)

યશોદેવી : અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.
હું તો આછી નીંદરમાંથી જાગી, સખિ !
મ્હારા મનની મહેમાની માગી
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.
હીરદોરની હિન્ડોળદોરી ડોલી, સખિ !
લોકલોકના કલ્લોલબોલ બોલી
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.
ઘેરે ટહુકે અંજાયાં નેત્ર નમણાં, સખિ !
સર્યાં સહિયર ! સલૂણાં મ્હારાં શમણાંઃ
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.
ધીમી ધીમી અમીની છલક આવી, સખિ !
મીઠી હલકે મ્હને એકલી હસાવીઃ
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.
અજબ કો વેણુ વાગી, વેણુ વાગી.

કાન્તિ : (વસન્ત હીન્ડોળેથી ઉતરીને)
યશ ! અજબ એક જ વસ્તુ છે.
વસુન્ધરાનાં હૈયાં ચીરી-ઉઘાડી
શતરંગ મણિમાળ જગત સુહાવશેઃ
અજબ નથી એ, હો !
સાગર ઉલેચી ઉલેચી
મોતીની શય્યાઓ પથરાવશોઃ
એ ય અજબ નથી, વ્હેનાં !

પ્રે. ૨, પા. ૩૬

પોયણાંની પાંદડીઓ ભીડીને પડી.
સ્મૃતિઓએ એવી સતાવી આજ.
કાન્તિ : મૂર્તિ નન્દવી, યશ !
પણ ખરી મૂર્તિપૂજક છે તું.
દિશાઓ ત્હેં બોલતી સાંભળી,
અન્તરિક્ષ ત્હેં સજીવન નિરખ્યાં,
પ્રકાશમાં ત્હેં પ્રાણ જોયો,
છાયા ત્હને છૂપાતી ભાસી,
અન્તર્દર્શનો એ અનુભવસંસાર.
બ્હેન ! મૂર્તિ એટલે ચેતનનો દેહઃ
સંભારણાનો સન્દેશ, વિસ્મરણનું સજીવન,
અદૃશ્યની આંખડલીનું ઓળખાણ.
ઇન્દ્રિયો છે ત્ય્હાં સૂધી આકાર છે.
યાદ છે ને, યશદેવી !
–કે ભૂલકણા ભૂલી ગયાં ?—
ઝાડ નીચે ચન્દ્રકિરણો પકડતાં'તાં તે ?
કેટકેટલાક ઝાલી સંચ્યા'તા હૈયામાં ?
કે એકે વધાવ્યું'તું લલાટે ?
મધ્યાહ્નની મૂર્તિઓ એવી હતી ને ?
પછી ઘટા નીચે આંખ માંડી,
ચન્દ્ર શું દૃષ્ટિયોગ સાધ્યો,
કીકીની અંજલિમાં કિરણ ઝીલ્યું,
ને એમ આંખે ને ઉરે ચન્દની પીધી.
(વસન્તસુહાગિયો વાયુ વાય છે, ને કુલઝાડના પલ્લવો ખડખડાટ છે.)

**યશદેવી:** ત્હમારી વાતે ને, કાન્તિબ્હેન !
આત્માના અગ્નિ હોલવાય છે.
જાણે અમૃતની ધારાઓ વરસી.
ઉંડું ઉંડું અન્તર ઠરે છે,
જાણે નાથ ન પધારતા હોય !
(રમતીભમતી સહિયરો સરોવરપાળે મોગરાનાં વનમાં આવે છે.)
—ને પછીને હું થાકી ગઈ;
શોધી-શોધીને થાકી,
વાટ જોઇ-જોઇને થાકી એમની.

હું તો શોધી—શોધીને બધે થાકી,
રે ! પ્રીતમ ક્યંહી યે નથી;
આ તો એની એ સરોવરપાળ,
પ્રીતમ અહીં યે નથી.
હું તો સન્ધ્યાના મ્હેલ ભમી થાકી,
રે ! પ્રીતમ ક્યંહી યે નથી;
આ એ કુંજ કેરો કાંઠડો રસાળ,
પ્રીતમ અંહી યે નથી.
આ જ એમની કેડી, કાન્તિ બ્હેન !
હું તો વાટડી યે જોઇ જોઇ થાકી,
રે ! પ્રીતમ ક્યંહી યે નથી;
એના આવ્યાનો આજનો આ પન્થઃ
પ્રીતમ અહીં યે નથી.
હું તો કેડીના માર્ગ ખેડી થાકી,
રે ! પ્રીતમ ક્યંહી યે નથી;
મ્હારો ના'વ્યો કોડામણો એ કન્થઃ
પ્રીતમ એંહી યે નથી.
છેલ્લા બે દહાડાના સૂરજ ગણતાં ગણતાં
હું તો સાવ થાકી ગઇ.

મૂ. ૨, પા. ૯૮

'હું તો આથમતા સૂર્ય ગણી થાકી,
રે! પ્રીતમ ક્યહીં યે નથી;
આ તો ઉગન્તી ચન્દનીની સ્હાંજઃ
પ્રીતમ અંહી યે નથી.
એના પડઘાને કાન માંડી થાકી,
રે! પ્રીતમ ક્યહી યે નથી;
આ તો એનો સંગીતનો જ સાજઃ
પ્રીતમ અહીં યે નથી.

કાન્તિકુમારી: યશ! ડોલર તો ઉતાર્યાં છે ને બધાં!

યશદેવી: વસન્તદેવની કુસુમ'ડળી ત્ય્હારે ભરાઈ.

વસન્ત: શતદલ મોગરાની જુગલજોડલી
ત્હો ય પાંખડી વીસરી લાગે છે.
પદ્માસને બુદ્ધનયન સમાં
પે-એલાં જો બે મોગરાનાં ઝુંડમાં.

યશદેવી: ચાલો, વીણિયે એ વેરાયેલાં તારકડાં.

(તળાવપાળના બટમોગરાના ઝુંડોમાં મહિયરો જાય છે. ચન્દનીની પૂતળી સમી યશદેવી મોગરાના યુગલને વીણવાને નમે છે. ત્ય્હાં તો ઝુંડ જાણે સજીવન થાય છે, એક છોડ ખડો થાય છે, ભટ્ટરાજ મહીંથી પ્રગટે છે ને યશદેવીને કરડાળીઓમાં વીંટી બાંધે છે.)

ભટ્ટરાજ: સન્ધું યે સાંભળ્યું ને નિરખ્યું
મ્હારા આયુષ્યનું સૌભાગ્ય આજ.

યશદેવી: આમ સન્તાઈને સાંભળશો
એમ કલ્પે યે કોણ?
હું તો ઝાડવાંનાં ઝુંડ ઘૂમી થાકી,
રે! પ્રીતમ ક્યહીં યે નથી;
પેલે મોગરે બે ફૂલડાં લ્હેરાયઃ
પ્રીતમ અહીં યે નથી.

હું એ ફૂલ વીણું કરી ચાલી થાકી,
રે ! પ્રીતમ ક્યંહી યે નથી;
ત્ય્હાં તો ઉડ્યા અહો ! એ પ્રેમરાય,
ઉઠી હાસ્યથી નવરાવે ને ન્હાય,
કોડની કથનીઓ કથી.

(યશદેવી સહિયરોને શોધે છે. વેલમન્જરીઓમાં અન્તર્ધાન થતો, હાસ્યના ફૂલડા વેરતો, આઘે ને આઘે જતો, સહિયરસંઘ જખાય છે.)

**વસન્ત :** (જતાં જતાં જનાન્તિકે મર્મબાણ છોડે છે.)
ત્હમે ત્હમારૂં અન્તઃપુર માંડો ઉપવનમાં.

**કાન્તિકુમારી :** એને અખંડદીવડો પ્રગટ્યો જીવનમાં.
✓ સ્નેહનાં સારસડાં !
પાડ્યાં નહિ પડે વિખૂટાં.
આખું બ્રહ્માંડ વચમા મૂકશો ત્હો યે
એક વિરાટપગલે ઓળંગશે.
પ્રકૃતિ ને બ્રહ્મ રમે છે
એવાં ત્હમે રમો છો.

**યશદેવી :** હો ! પધારો–પધારો, જીવન !
સુખના સ્વજન ! મનના મોહન !
સંસારશોભન !
રસને ઓળે–ઓળે, ઉરહિન્ડોળે.

(અદૃશ્યેથી જતા જતા સહિયરસંઘમાંથી વસન્તનો ટહુકો ચન્દ્રિકાને યે આરતર કરતો તારલિયાના જળમા તરતો–ચમકતો આવે છે)

'આ ચન્દ્રિકા મમ મનોહર ને વિશાળ,
કલ્યાણકારી, ઉંડી આશિષથી ભરેલું,
એ પુણ્યગૂઢ મૃદુ ઉજ્જ્વળ વ્હાલરંગી
તું હાસજે તુજ અલૌકિક એક હાસ્ય'.



## પ્રવેશ ૩ જો : વસન્તસેના

(અમૃતપુરના વસન્તઘેરૈયાની વસન્તસેના વનમાંથી આવે છે. ચંગ ઉપંગ કરતાલ ઝાંઝ ખંજરી ઢોલક ધરા શંખ વાગે છે. અમૃતપુરનું આજનું વસન્તરાજ્ય આજ ઊડે છે. કાન્તિકુમારીને વસન્તરાણુ ગણુગારીને વસન્તમન્દિરે જતા વસન્તઘેરૈયાઓ નગરદ્વારે પધારે છે. પુરને ગોખ ત્યહાં કળા કરીને મોરલો બેઠો છે.

વસન્તધ્વજ ધારીને મોખરે ખુલ્લા પુષ્પરથમાં ઉભેલી, મયૂરના કિ સરિખડી, વસન્ત વસન્તગીત ગવરાવે છે, વસન્તસેના તે ઝીલે છે)

**વસન્ત** રાજ ! કોઈ વસન્ત લ્યો, વસન્ત લ્યો,

હાં રે મ્હારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો
રાજ ! વીણી કળીઓ મ્હેં નેત્રમાં ઉઘાડી,
હાં રે મ્હારે હૈયે–લલાટે વધાવી
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો
રાજ ! દેવદેવી સોહાગ લેવા આવે,
હાં રે મીઠી સ્નેહની બંસરી બજાવે
હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો

**વસન્તરાણી** સત્યમેવ જયતે.

**વસન્તસેના** : સત્યમેવજયતે, નાઽનૃતમ્.

(પાદરના વડલા નીચે વસન્તસેના પડાવ નાખે છે. સેનાનીઓ વેરાઇ વિખેરાઇ વનરમણાઓએ ભમે છે.)

**વસન્ત** : બિન્દુ ! તારા ! શું કરો છો ત્યહાં ?

**બિન્દુ** : એ ! બ્હેન ! અમે તો વીણિયે છીએ
વડલેથી લોયપડયા ચાદલિયા

**વસન્ત :** કેટલાક વીણ્યા ? એકાદો મ્હને આપશો ?
    અલો એટલા ઝોળીમાં ભરજો.
**તારા :** અસંખ્યાત વેરાણા છે.
    આવો, ને વીણો.
**કાન્તિ :** ( હસતાં હસતાં )
    આપણે જગતમાંથી વીણ્યા છે
    એટલા એમણે વડલાછાયેથી વીણ્યા.
    ધૂમાડાના નહિં, એ તેજના બાચકા.
    આવી કારમી છે સંસારની રમતો.
**એક નાગરિક :** આ શાં નવાં કૌતુક વળી ?
**વસન્ત :** નવી તો જોનારની આંખો હશે.
    વસન્તોત્સવ છે સનાતન ને સર્વદેશી.
    વસન્તરાણીની અમે વસન્તસેના
    લોકલોકને વસન્તે વધાવિયે છીએ.
**બીજો નાગરિક :** વસન્તનાં ફૂલડાં જેવાં
    વસન્તસેનાનીઓનાં નયનફૂલડાં
    છે પ્રફુલ્લેલાં ને પ્રોજ્જવળ.
**ત્રીજો નાગરિક :** આ તો નેપાળી જોગણની સેના,
    નેપાળી જોગણની.

(વસન્તછાટણા લઇ નગરમા જાય છે.)

**એક યુવતિ :** પણ પાંખડી બચી ગઇ હો !
**બીજી રમણી :** હા; સાગરે ઉગારી લીધી.
**ત્રીજી સુન્દરી :** બાળા જોગીએ બચાવી એને.
**પ્હેલી યુવતિ :** ના, ના ; સાગરનો સપૂત હતો એ તો.
**બીજી રમણી :** જોગણમૈયાનો એ તો યુવરાજ

ખડકોમા અડીંગા નાખ્યા છે એ
ત્રીજી સુન્દરી એ તો છે અવનીનો અવધૂત.
પાખડી કહેતી'તી દેવકુમાર હતા,
ઉગારીને અલોપ થયા.
પ્રીતમ ડૂબ્યો'તો એ વમળોમા અન્યુ;
એક વસન્તવીરને ઉગાર્યો'તો ત્હાથી.
માર્ગે જતી } વસન્તવીર તો હોય
પનિહારી } નિજ પાખે તરનારા.
એ વમળોનો આરો જ છે ગોઝારો
કાન્તિ જ્વાળામુખીને શિખરે જોયા હતા
યજ્ઞજ્વાળાની જ્યોત જેવા
વસન્ત! એ જ ને એ?
પ્રમદા: એ, પણ અલોપ થયા.
રાજ ઓળખવાની આખ હોય
તો કોઇ અલોપ થતું નથી
પ્રમદા · હા, ખાસ્સા ચારે દિશે ચાર ચન્દ્ર હોય
એમને અન્ધારા શા?
ગાશો દેવી! ચાર ચન્દ્રમાનું ગીત?
યશદેવી મોરકવામા ચાદલિયા હોય
એટએટલા આજ તો છે

એક ચન્દ્ર ઉગ્યો પ્રેમનાં વનમાં,
મુખ પ્રેમપ્રભાની ઉડે ચન્દની;
બીજો ચન્દ્ર તપે નભના ગોખમાં,
એની જ્યોત્સના ઝગે કંઇ જગવન્દની;
મુજ કીકી વિશે તેજનો ચન્દ્રમા,
અજવાળું પૂરે અંગમાં અમીનું:
રસચન્દ્ર રમે ઉરનન્દનમાં,
ઉરઆભ કરે રસપથભીનું.
હો ! ચતુર્ભુજે ચાર–ચાર દીધા મ્હને ચન્દ્ર;
ચાર–ચાર દીધા મ્હને ચન્દ્ર.

**કાન્તિ :** પ્રાણેશ એ ત્હારા પરમ ચન્દ્ર,
ને પ્રેમ એ ત્હારી પરમ ચન્દની.
યશ ! આયુષ્યને અજવાળ્યાં ત્હેં.

(પાદરના તરભેટાના ઝુંડની ગુફાઓમાથી હૈયાસૂની, ભૂત જેવી ભમતી, ગાતી ગાતી, વિલાસ આવે છે.)

**વિલાસ :** મુખડું છૂપાવું, મ્હને નયનો વાગે;
નયનો વાગે, કે નમણી નજરો લાગે:
નયનો વાગે.
કોઇનાં નેન વાગે, કોઈનાં ચેન વાગે;
કોઈની કીકીના કાળા ડાઘ લાગે:
નયનો વાગે.
ગુલાબોના કાંટા વાગે, સૂરજનાં કિરણો વાગે;
ચન્દ્રનાં કામણગારાં લાંછન લાગે:
નયનો વાગે.
સારાંની સારપ વાગે, નરસાંની નરસપ વાગે;
જગતનાં ઝાંખ ને પ્રકાશના પડછાયા લાગે:
નયનો વાગે.
મુખડું છૂપાવું, મ્હને નયનો વાગે.

અમદા આ તે શું ગાતી હશે આવુંક ?
પડદામાં રૂહોને ત્હારે.

વસન્ત રકને સહુ કો મારે
વેણુના ને નેણુના બાણ,
તિરસ્કારના ચાપ પણ શોભા મનાય

રાજઃ વિલાસ વિશ્વસત્યો ગાય છે, ભાભી !
નિહાળો જઇ આજના ઘણાખરા સમારંભો

કાન્તિ નહોરને નથી વાગતા તેજ કે અન્ધકાર
પરિમળકુમળાં ફૂલડાં તો
પ્રકાશને હાસ્યે પ્રફુલ્લે
ને અન્ધારને ગોરમ્ભે કરમાય
પૃથ્વી એક પત્થરની ઘડેલી છે

વસન્ત નઘરોળથી તો પત્થરે સારા

અમદા તો કાન્તિબા ! કિયો મારગ લેશો ત્હારે ?
આયુષ્ય એ પ્રશ્ન નથી પૂછતું હજી ?

કાન્તિ તું કહે તે, ભાભી !
પૂર્વનો લઉં, કે પશ્ચિમનો ?

અમદા જ્હાં જશો ત્હાં તરસેટા છે

યશદેવી સંસારના કર્દમ દીઠા છે
એમણે સંસારને કહ્યો અસાર,
સંસારના સૌન્દર્ય નિરખ્યાં છે
એમણે સંસારને ભાખ્યો સ્વર્ગ

બિન્દુ કાન્તિ બ્હેન ! સ્વર્ગનો મારગ લેજો

કાન્તિ : ઉરનો ટહુકો ને પ્રાણની પ્રેરણા
કહેશે એ મારગડો લઇશ.
આજ તો મારગ ભૂંસાયા છે મ્હારે.
પણ રાજ ! જોગી સરજાવાને
સ્નેહી સરજાતાં હશે વિશ્વે ?

રાજ : સ્નેહ વિના જોગ નથી જગતે.
વૈરાગ્યના વીરો સંસારને માણે છે.

કાન્તિ : ત્હારે ફૂલની પરબ સંકેલું છું.
ન આવ્યો મ્હારો પન્થી પાણી પીવાને.
'કુમારી હઈશ ત્યહાં સૂધી પરબ માંડીશ'
એવો અમારો હતો કૉલ.
સંસાર સળવળ્યા મ્હારે દેહદેશે.

રાજ : રમત છાંડી સંસાર માડો હવે.

વસન્ત : સંસારે રમત જ છે ને ?
વિશ્વની વાડીઓ બ્રહ્મલીલા છે,
સંસારની વાડીઓ માનવલીલા છે,
સૌન્દર્યની વાડીઓ રસલીલા છે.
એ સૌ છે રસિયાંની રમતો.

કાન્તિ : રસામૃતના રસેશ્વરોને
લીલાના લોભ રહેતા હશે ?

રાજ : પ્રેમનાં રસેશ્વરો ને રસેશ્વરીઓ
દેવભૂમિમાં જાણે રમે છે
જગતની જડતામાંથી ઉડી ઉડીને.

ગ્રં. ૩, પા. ૪૬

''પાર્થિવો પત્થરમાં પૂરાય છે,
રસોપાસકો અમૃતત્વને માણે છે.

(ગામના ચટનો ગોખબેઠો મોરલો બોલે છે. એકાકિની, ગાતી ગાતી, મયૂરી શી, વસન્તરાણી એ સત્કારે મયૂર ભણી વળે છે. પાચ્છપડદાની પાછળ કો દેવછાયા ડોલે છે.)

કાન્તિ : નયને તરતો, હૈયું ભરતો,
જગસોહવતો પ્રિય ક્યહાં મ્હારો ?

સૂનાં સૂનાં સદન વદન સ્મઝરણાં;
નથી એક સૂનો ઉરનો આરોઃ
નયને તરતો વિ

વનવન ગગનગગન દૃગ નિરખે;
તુજ આનનનો નથી અણુમારોઃ
નયને તરતો વિ

સ્મરવું–રોવું, રોવું–સ્મરવું,
પ્રિય ! વીતવવો ત્યમ ભવ સારો .
નયને તરતો વિ.

પ્રમદા : ( ભૂલી પડયા જેવી આસપાસ નિહાળીને )
—ને વસન્તરાણીજી ક્યહાં આપણાં ?
ખોવાયાં ? કે ભૂલાં પડ્યાં ?
સંસારવનમાં શોધો, વસન્તસન્તાનો !

પાંખડી : મોરલાની કળા જેવાં
એ–એ ઉભાં વસન્તરાણીજી
મોરલાના ટહુકા નીચે.
પાછળ છે નરલોકનો દેવ.

યશદેવી : અમરો શી અમ્મર રહેજો.
અમૃતપુરના અમરેશોને

બારે માસ વસન્તે વધાવ છ
એમ વધાવજે, બ્હેનાં !
—રાણીજી ! વસન્તરમણાની આજ્ઞા—

કાન્તિ : ( ત્હાંથી અદૃશ્યની પ્રેરણા પી કળાયેલ મોરલાને પગલે આવતી)
વસન્તરમણા ? સંસારની ચારીઓમાં ?
છાતી ચીરો, હૈયાં કહાડો,
ને બળબળતા બજારે વેચો.
સારે સંસાર એ છે વસન્તરમણા.

રાજ : પન્થ ભૂલાવશે નહિ કો
તો હૈયાનો ભૂલવનારે મળશે.
જરા ધીરાં પગલાં પાડો,
વસન્તયુગનાં વસન્તરાણીજી !
પુરુષપ્રાણે વસન્તે વસન્તે જાગે છે.
વૃન્દાવનમા નિરનિરાળાં નથી ઉગતા
ગોપગોપીનાં વ્હાણેલા.
વસન્તદેવ જાગશે
ને વસન્તદેવીને ભૂલવશે.

પ્રમદા : કાન્તિબા તો બોલશે બળબળતાં.
મોરૂ મોરૂ રમો, વસન્તકુંવરીઓ !
રાણીજી ! મોરૂ થશો કે ?

કાન્તિ : કદી યે ઉથાપી છે આણ ?
ભાભીને બ્હેનઅધિકી પૂજી છે સદા.
દીકરીઓ બંડ ક્ય્હાં સૂધી નહિ કરે ?
દોરીશ-પ્રેરીશ ત્ય્હાં જઇશ.

(વસન્તદેવીને ઘેરીને વસન્તપુત્રીઓ ફરમાળા ગૂંથે છે. તારિકાઓ વચ્ચે ચન્દ્રમા જેવી કાન્તિકુમારી ચમકી રહે છે.)

વસન્તકુંવરીઓ : મોર ! મોર ! ક્યહાં થકી જાઇશ ?
ભમરભૂલી મોરલી રે ! (પ્રાચીન)
વસન્તરાણી : અણુમાથી ઉડી ઉડી જાઇશ,
અમર મ્હારી મોરલી રે !
વસન્તકુંવરીઓ : ફરતી છે પર્વતમાળ,
ભમરભૂલી મોરલી રે !
વસન્તરાણી : ગરૂડ શી ગિરિને કૂદીશ,
અમર મ્હારી મોરલી રે !
વસન્તકુંવરીઓ : ચોગમ ચ્હડી આવ્યા મેઘ,
ભમરભૂલી મોરલી, રે !
વસન્તરાણી : વીજળી શી ઘનને વીંધીશ,
અમર મ્હારી મોરલી રે !
વસન્તકુંવરીઓ : નીલઘેરૂં ઘેરે આકાશ,
ભમરભૂલી મોરલી રે !
વસન્તરાણી : વાદળના પટ ફોડી જાઇશ,
અમર મ્હારી મોરલી રે !
વસન્તકુંવરીઓ : વનમાંથી આવ્યા વનમાળી,
ગૂંથી ફૂલમડળી રે;
છાંટયા કંઇ અદ્‌ભુત મન્ત્ર
ભરી ઉરઅંજલિ રે;
કહે, સખિ ! ક્યહાં થકી જાઇશ ?
ભમરભૂલી મોરલી રે !
વસન્તરાણી : અમથી શું પજવો છો આમ ?
ભૂલી પાડો એકલી રે !

આંજો મા આંખે અન્ધારાં,
　　　　નથી મ્હારી ભેલડી રે.
તૂટશે કંઇ વજ્રના બન્ધ,
　　　　નહિ તૂટે ફૂલનો રે;
જગતમાં એક જ જન્ત્ર,
　　　　મહામન્ત્ર પ્રેમનો રે.

( ફૂલડાનો હાર વિખેરાય એમ વસન્તકુંવરીઓ હાસ્યની પરિમળલહરીઓ ઉછાળતી વિખેરાય છે )

**યશદેવી :** સંસારની વજ્રબેડીઓ વધેરાય,
　પણ સ્નેહના અણદીઠ સુરભિબન્ધ
　કોણે છોડાવ્યા ? કે છેદ્યા ?

**વસન્ત :** ભમરો કાષ્ટને કોરે,
　પણ કમળ ન કોરાય ભમરાથી.

**રાજ :** રમતો નથી વસન્તકુંવરીઓની ;
　આ તો હૈયાકુંડાળીઓ છે.

**પ્રમદા :** આજ તો સંસારભરમાં પ્રગટ્યા છે
　નથી એના ઓરતા,
　ને છે એના છાક.

**કાન્તિ :** ( પાછું વાળીને ગેબી સ્મિતરેખા ફરકાવતી )
　આવો, મ્હારાં પ્રમદા ભાભી !
　શો રહેમારો છે જાજરમાનનો ચમકાર !
　આજ વસન્તનો છેલ્લો માસ છે.
　કેસુની ચોળી ને કેસરનો સાળુ;
　કંકુના ચન્દ્રકમાં કસ્તૂરીની બીન્દી;
　અત્તરથી છે ભમ્મરો આંજેલી:—

જનઉરનાં સ્વપ્ન જાણે
રમતા નભઆંગણુ માણે'
એવા ફૂલ આભલા ઉડાવે
ફૂલ અણુદીઠ પગને
નગરીના સમીરણે આવે

**કાન્તિ** સાગરની રંગભૂમિ ને ચન્દ્રિકાના પડદા!
સન્ધિકાળાલે ચન્દ્રકિરણો કંઈક ચીતરે છે

**પ્રમદા** એ તો પ્રકૃતિના ચિતરામણુ,
નિત્યે ને નિત્યે નવનવા ચીતરાય

(સહુ જોગણ સમીપ જાય છે.)

**સહિયરો** માજી! પાયે લાગિયે
પૂર્ણિમાની યજ્ઞસામગ્રી લાવ્યા છીએ

**જોગણુ** પાયે લાગો પરમેશ્વરને,
જે પાપશુદ્ધ પુણ્યમૂર્તિ છે
માનવીને માનવી પાયે શું લાગશે?
પુત્રીઓ! સાગરજીવની થજો!
યજ્ઞમા તો મ્હારે જીવન હોમવા છે.

(સહુ બેસે છે ચન્દનીના પરદા ફેરા એમને અભિષેક છ વસિષ્ઠ ને અરુન્ધતી સમા બીજી કુંજમાથી ભટ્ટરાજ ને યશદેવી આવે છ)

**યશદેવી** શા દર્શન છે દુનિયાનાં!
જાણે અણુવર પૃથ્વીમા ઉતર્યાં!

**રાજ** સન્ધ્યાની અલકલટે ચન્દ્રમા આવી બેઠો

**યશ** ધરતીના ભાગ્ય ઉઘડયા

**રાજ** તું પે મ્હારે ઉઘડેલુ ભાગ્ય

યશ : ચન્દ્રમા નિરખે છે હો !

(ક્ષણેક કુંડછાયામાં ઉભી સૌભાગ્યભેરડી ચન્દ્રિકામાં આવે છે. ચન્દનીનાં છબછબિયાં પાણી એમનાં પગલામાં પથરાય છે.)

યશદમ્પતી : માજી ! વન્દન છે અમારાં.
વસન્તયજ્ઞનાં દર્શને આવ્યાં છીએ.

જોગણ : અખંડ સૌભાગ્ય, આત્મસન્તાનો !
ચન્દ્રમા અમૃત વરસજો સદા.
દ્રવ્યયજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ ભાખ્યો છે.
—આર્યરાજ ! દેવ નથી આવ્યા ?

રાજ : આશ્રમેથી તો નીકળ્યા છે;
પાંખડી ફૂલ વીણતી હશે માર્ગે.

જોગણ : એ યે અજબ બાળકી છે;
જાણે કવિતાની ઉઘડતી કળી.
આવો, ભજનભીનાં થાવ.

નિદ્રા ને જાગૃતિ–ભવને
નગરીનાં લોક ઉજવણે;
રજની નિજ વીંઝણો ઝણુકાવેઃ
કંઇ અણદીઠ પગલે
નગરીના સમીરણો આવે.
ચન્દેરી નભચન્દરવે
રમતીલો ચાંદલિયો એ
ચન્દનીની છાલકો છલકાવેઃ
કંઇ અણદીઠ પગલે
નગરીના સમીરણો આવે.

(વનકુંજમાંથી આવન્તી પાંખડી ટ્હાકો પૂરે છે).

• ગ્રં. ૪, પા ૫૬

કંઇ અણદીઠ પગલે
નગરીના સમીરણો આવે

**જોગણ :** આવી; જગતકવિતા ગાજતી આવી.

( પાખરી આવીને જોગણના ઝગવા સાજુનો પાલવછેડો ઝાલી નયને ચાંપે છે. દેવ નમસ્કાર નમી બેસે છે )

જીવનની રસછાયા શી,
સુખદુઃખના પડછાયા શી,
એવી ધૂપછાવથી ઢકાવે
કંઇ અણદીઠ પગલે
નગરીના સમીરણો આવે

તડકા કે વર્ષા વરસે,
લોક દાઝે કે ફુલસે,
એવા ચિન્હા ને શીશા આવે
કંઇ અણદીઠ પગલે
નગરીના સમીરણો આવે

સન્દેશા ગેબના કંઇ લાવે,
ને ગેબી પગલે
નગરીના સમીરણો આવે.

( સૂર્યકિરણો આથમે એમ સંગીતના સૂર ધીમે ધીમે આથમી જાય છે )

વિશ્વનગરીના એવા આવે છે સન્દેશા.
સન્તો ! ઝીલજો ને ઝીલાવજો.

**વસન્ત :** માજી ! ધૃષ્ટતા ન મનાય તો પૂછું.

**જોગણ :** પૂછન્તા નર પંડિતા.
સન્તાનો તો પૂછશે જ વડિલોને.

**વસન્ત :** ત્હમારો સમ્પ્રદાય કિયો ?

જોગણ : અમારો પરમેશ્વરી સંપ્રદાય.
વસન્ત : ને ત્હમારો દેશ ?
જોગણ : માનવલોક.
વસન્ત : ત્હમારાં શાસ્ત્રો ?
જોગણ : મનુષ્યાત્મા ને પ્રકૃતિઆત્માના ગ્રન્થો.
વસન્ત : ત્હમારો ઇતિહાસ ?
જોગણ : માનવકુલની સંસ્કૃતિ ને ઉત્ક્રાન્તિનો.
વસન્ત : ત્હમારો આશ્રમ ?
જોગણ : વસન્તધર્મના પરમહંસનો.
વસન્ત : કલા સાહિત્ય નીતિ રાજ્ય ધર્મઃ
એ માનવમહાપ્રવૃત્તિઓમાંથી
ત્હમે કોને સંસારસિંહાસને સ્થાપો છો ?
જોગણ : આર્યને એ પ્રશ્ન જ ન હોય;
અનાર્યજુષ્ઠ છે એ પ્રશ્ન.
માનસદેશે પ્રાણ ચક્રવર્તી,
એમ સંસારદેશે ધર્મ ચક્રવર્તી.
વસન્ત : ને ધર્મનો સાર શો ?
જોગણ : To feel God & to live God. ✓
परोपकारः पुण्याय, पापाय परपीडनम्.
વસન્ત : હવે કપરૂં પૂછું છું હો !
કેટલાં યે તુલટે છે એ કોયડો ઉકેલવાને.
માજી ! પુણ્ય શું ? ને પાપ શું ?
જોગણ : સંયમીને સ્હેલામાં સ્હેલો છે એ પ્રશ્ન.
✓પથ્ય તે પુણ્ય, અપથ્ય તે પાપ.
નમદા : (અંગારા શી આંખે ટગર ટગર જોયાં કરતી હતી તે)
ચક્રવર્તી ભાવના Politics નહિ ત્હારે !

કાન્તિ : આજે તો જાણે માજીને
પરીક્ષાના પ્રશ્નો પૂછાય છે !
દેવ : પરીક્ષા ને આત્મપરીક્ષા
સૌના યે સદા મેલ ધૂવે છે.
જોગણ : મ્હારા યે મેલ કંઇક ધોવાયા આજ,
ને આત્મનૂદેશ નિર્મળો થયો.
–ના; Politics ચક્રવર્તી ભાવના નહિ.
Politicsનો યે નિયામક છે ધર્મ.
વાજાં વાગે એની મહત્તા મનાય;
ને દેશદેશે વાજીંત્રો વાગે છે Politicsનાં
–સભાઓમાં, છાપાંઓમાં, પાર્લમેન્ટોમાં:—
ને લોક ચ્હડયું છે એ ભૂલવણે.
નિત્યનિત્યે નવાં ઘર બાંધો છો ?
નિત્યે ને નિત્યે રાજ્યચર્ચા શી ?
પશ્ચિમમાંથી પ્રગટી નીકળેલો
આજની દુનિયાંનો રોગ છે એ.
રાજમન્ત્રો કહે છે
સહુ પ્રજાઓ મુક્તિ પામશે;
અમ ધર્મમન્ત્રો કહે છે
પ્રત્યેક માનવી મુક્તિ પામશે.
દુનિયાની ક્યારીએ માનવી દેવફૂલ છે,
ને પ્રત્યેક પારિજાતક પ્રફુલ્લશે.
સૃજન પરમ પૃથક્કરણ છે,
મોક્ષ પરમ સમન્વય છે.
રાજ્ય પ્રજા દેશ સંગ્રામ:
Politicsના એ આત્મસન્તાનોની,
હાથેળી જેવડી, સંકોચિત છે ભાવનાઓ.

પૃથ્વીવાસીઓ ભૂલાવે રહ્યા છે.
પ્રજા નહિ, માનવપ્રજા;
રાજ્ય નહિ, માનવરાજ્ય;
યુગસંસ્કૃતિ નહિ, માનવસંસ્કૃતિઃ
Man's Nation, Man's Parliament,
Man's Kingdom, Man's Religion:
સકલ માનવવંશનું કલ્યાણ
એ હોય માનવીની આભઉદાર ભાવના.
કોક પૂર્વે વન્દે છે ને કોક પશ્ચિમે;
વસન્તધર્મનો પ્રભુ છે દશે દિશાઓમાં
વસન્તધર્મના પરમહંસો અમે
દિશદિશના સન્દેશા સાભળિયે ને સત્કારિયે.
મૃદંગનો મેઘનાદ ગજાવો, જમાત!
કે જનકુળ દેવશબ્દ સાભળે

( દેવસગીતના સાજ વાગે છે, લોગણ ભજન આદરે છે. )

પધારો, દિશ દિશના મહેમાન!
હૈયાના દ્વાર છે સર્વ ખુલ્લા, ને
કરશુ થશે તે સન્માન
પધારો, દિશ દિશના મહેમાન!

( અંગમા ભજનનો આવેશ પ્રગટે છે. )

વનવનમાહીથી શીળા ને ઉન્હા વૃત્તિના વાય સમીર,
એમા રમે મ્હારો અમૃતદીવડો,
ડોલે–ડોલે તો યે સ્થિર·
પધારો, દિશ દિશના મહેમાન!

( નયનોમાથી તેજમા સહ્યુ ઉડે છે. )

બ્રહ્માંડની આ વાડી ખીલી, મહિ ભરિયા બ્રહ્મપરાગ,
ફૂલડાં ને કાંટા સર્વ હરિના
ત્‌હાં કોના રાગ-વિરાગ ?
પધારો, દિશ દિશનાં મહેમાન !

( ચન્દ્રાનિલમાં વેલીઓ ડોલે, એમ અંગેઅંગ ડોલી ઉઠે છે સારે દેહે-દેહે ઉર્મિઓ ઝોલા લે છે )

જળજળ ફરતો સાયર સોહે, પળપળ ઉછળે તરંગ,
ન્હાનાં-મ્હોટાં તોફાન ઘૂમે, ત્‌હો ય
જલધિની માઝા અભંગ
પધારો, દિશ દિશનાં મહેમાન !

( જોગણ ઉઠે છે, દિશાદિશાને વન્દે છે, દેવનૃત્યે નાચે છે )

ચાર કહે કોઇ, આઠ કહે કોઇ કોઇ કહે દસ દિશ,
રોમે રોમની અનન્ત દિશા મ્હારે
સહુમાં વહે જગદિશ
પધારો દિશ દિશના મહેમાન !

( પ્રેમભક્તિની અર્ધસમાધિસ્થ દશામાં કાન્તિકુમારીના કરમંડળમાં જો ગણ પડે છે ને પોઢે છે કાન્તિ વસન્ત પશ ઉછંગે લેઇ વીંઝણું ઢોળે છે. પાંખવીંઝી ઉતરતા ગરૂડરાજની પાંખ બીડાય ને પૃથ્વીવાસી થાય એવી જોગણ પછી સ્વસ્થ થાય છે ગુફાસોહન્તી સન્તસભા શરત્‌સરોવર સમી પાણી નીતરી ને નિર્મળી થઇ રહે છે )

**વસન્ત** માજી ! આજ તો સ્હમજાવો
રોજ ઉચ્ચારો છો એ
વસન્તધર્મ એટલે શું ?

**જોગણ** પુત્રી ! તું સ્વયં વસન્ત છે,
વસન્તખોળે ખેલી રહી છે,
વસન્તપૂર્ણિમા વચ્ચે બેઠી છો;
ત્‌હો ય પૂછ છ વસન્તધર્મ એટલે શું ?

રાજ : એવાં છે એમ સંસારીઓનાં નાવ;
સદા જળમાં રહે ત્હો ય ભીંજાય નહિ.
કીકીઓને પડળ ન્હડ્યાં છે અમારે.
જોગણ : પોપચું ઉઘડે તો અજવાળાં આઘાં નથી,
પડળ ભેદાય તો દર્શન દૂર નથી.
✓વસન્ત એટલે નવસંજીવન;
વસન્તધર્મ એટલે નવસંજીવનધર્મ.
પ્રમદા : મૂવેલા જીવતાં થતાં હશે? માજી!
જોગણ : મૂર્છિતને યે મૂવેલાં માને છે દુનિયાં.
Science તો ભણેલાં છો આપ;
Science કહે છે Nothing is Destroyed.
મૃત્યુ એટલે દેહાન્તર ને રૂપાન્તર.
સૌન્દર્યનું શાસ્ત્ર તો અજાણ્યું નથી ને?
(પ્રમદાસુન્દરી ઉત્તર શોધે છે, યશદેવીનું અન્તર ઉઘાડે ન્હડે છે.)
યશ : માજી! રાજ તો કહે છે કે
સૌન્દર્ય એટલે પ્રેમનો રંગ.
કાંચન : યશને તો રાજ ભાખે એ વેદવાણી,
એ શાસ્ત્ર ને એ Science!
જોગણ : રાજના છે અનુભવના ઉદ્ગાર
દેહવેલનો રસ પાકે ને પ્રફુલ્લે,
ઉરવાસી કિરણો અંગે વરસે,
ને દેહદેશે અજવાળા ઉઘડે,
એ રૂપનન્તાંનાં રૂપ.
સન્ધ્યા સોહામણી હતી,
ચન્દની વધુ સોહામણી છે

વસન્તધર્મ એટલે પગથિયુ પણ સ્હડવું
દેવ પણ થનગનતા આત્માને તો
આજ ઓળગવા છે ને?
જોગણ ઉર્ધ્વગામીની એ તો એષણા,
આત્માની એ અમૃતની આરઝૂ
હોલવી નાખી નથી જેમણે
એમના સહુના અન્તરમા સળગે છે
ગાવ, સન્તો! ગાવ હરિવરનુ વસન્તગીત
આ વસન્ત ખીલે શતપાખડી, હરિ! આવોને
આ ધરતીએ ધરિયા સોહાગ,
હવે તો હરિ! આવોને
આ વિશ્વ વદે છે વધામણી, હરિ! આવોને
આવી વાગ્યો અમારા સૌભાગ્ય,
હવે તો હરિ! આવોને
રાજ પણ માજી! અમૃત હોલવાતા હશે?
જોગણ અમૃત હોલવાય નહિ, આચ્છાદાય ખરા-
બ્રહ્માડથી બ્રહ્મ આચ્છાદાયેલો છે એમ
સૂરજ ઢકાય તે રાત્રી
શીખી હ્યો વસન્તધર્મની સૂત્રાવલિ
આતમઆતમમા છે ઉર્ધ્વગામીની એષણા
જોગી લોકની જોગવાણી
એને ભાખે છે અમર તણખો
કાન્તિ બ્રહ્મનાખ્યો સ્ફુલિગે બ્રહ્મ ભણી વહે?
યશ ખરૂ, માજી! બાણાવળી બાણ નાખે
એ તે બાણાવળી ભણી સ્ચરે?

**જોગણ :** સ્વાભાવિક પણ આછોતરી છે એ શંકાઃ
ચક્રધારીનાં ચક્ર દીઠાં છે ને ?
કૃષ્ણચન્દ્ર સુદર્શન ફેંકતા;
ઘૂમી આવી તે કરપદ્મે સમાતું.
ચક્રવર્તીનાં ચક્ર આત્મગતિવન્તાં હોય.
પ્રત્યેક જીવાત્મા છે પરબ્રહ્મનાંખ્યુ ચક્ર;
ને તેથી છે બ્રહ્મસ્ફુલિંગમાં બ્રહ્મૈષણા.
વસન્તધર્મનો પ્રથમ પાદ બ્રહ્મૈષણા.
✓ સહુ અંહી ખેલે છે
પ્રારબ્ધ ને પુરુષાતનના ખેલ.

**યશ :** કેટલાક છે વસન્તધર્મના પાયા ? માજી !

**જોગણ :** વસન્તધર્મની છે પ્રસ્થાનપંચમંજરી.
વસન્તધર્મનો બીજો પાદ એ કે
✓ લીલાં કરમાય તેમ કરમાયેલાં કોળે.

**કાન્તિ :** એ તો સુલભ છે, સ્હમજાયુ, માજી !
जातस्य हि ध्रुवो मृत्युः, ध्रुव जन्म मृतस्य च.
લોક અડધું ભણે છે–ને ભૂલાવે ચ્હડે છે.

**જોગણ :** આ ચન્દરવો કરે ચન્દની, હરિ ! આવોને,
વેર્યાં તારલિયાનાં ફૂલ,
હવે તો હરિ ! આવોને.
પ્રભુ ! પાથરણાં દઉંશ પ્રેમનાં, હરિ ! આવોને;
દિલ વારી કરીશ સહુ ડૂલ,
હવે તો હરિ ! આવોને.

**વસન્ત :** ત્હારે માજી ! ત્રીજો પાદ કિયો ?

જોગણુ: સહેલો છે ને સહુ જાણે છે એ.
સહુ ગિરિવરોનો આધાર ધરિત્રી છે,
એમ આશ્રમોનો આધાર છે ગૃહસ્થાશ્રમ.
ગાર્હસ્થ્ય કુળે સુગન્ધ ભરી થયે ,
સંસાર સૌરભશાળી થશે
પતિપત્નીનો પ્રેમયોગ એ ગૃહરાજ્ય,
રાજાપ્રજાનો પ્રેમયોગ એ દેશરાજ્ય,
રાજ્યરાજ્યનો પ્રેમયોગ એ મહારાજ્ય,
મહારાજ્યોનો પ્રેમયોગ એ માનવરાજ્ય.
માનવવંશના એ ઇતિહાસ ને આદર્શ
બીજમાથી વૃક્ષ પ્રફુલ્લે,
લગ્નમાથી એમ સંસાર પ્રફુલ્લે
નહી જોગી કે નહી બ્રહ્મચારી,
ગૃહસ્થ એટલે સંસારનો પિતા,
નહી કુમારી કે નહી સંન્યાસિણી,
સૌભાગ્યવતી એટલે સંસારની માતા

રાજ૦ કાન્તિબા! સંસારની માતા થાવ

જોગણુ: માતાઓના યે માતા થશે કાન્તિબા ,
કાળે અણદીઠ ઇતિહાસ કોળાવશે
પ્રારબ્ધ વાચ્યું છે કોઇએ?
સોહાગણુ તે તો માનવકુલની ફૂલવેલ

આ જળમાં ઉઘડે પોયણા, હરિ! આવોને,
એવા ઉઘડે હૈયાના ભાવ
હવે તો હરિ! આવોને

આ માથે મયંકનો મણિ તપે, હરિ ! આવોને;
એવા આવો, જીવન્મણિ માવ !
હવે તો હરિ ! આવોને.

**વસન્ત** : અધરો તો હશે માજીનો
ચોક પૂરતો ચોથો પાદ.

**જોગણ** : સ્હેલામાં સ્હેલો પણ કપરામાં કપરો
છે વસન્તધર્મને ઝીલવો ને આચરવો.
પૂર નહી, પણ વ્હેણ;
એ વસન્તધર્મનો ચોથો પાદ.
નથી બે દિનનું મ્હાલવું, વીર !
જીંદગીભરનું ચાલવું, વીર !
આયુષ્યભર દોડાય નહી, ચલાય ખરૂં.
✓ધીમું એકલક્ષ્ય અવિરામ અનસ્ત
વહે સદા સન્તનું જીવનવ્હેણ;
શરદની નિર્મળી સરિતા સમું.
ગિરિકરાડોને યે કોરે એ.
ટીશીમાંથી મ્હોર, ને મ્હોરમાંથી ફળઃ
એ વસન્તધર્મનું સૂત્ર ને શાસ્ત્ર.
આજ તો એક કૂદકે આભ ઓળંગવાં છે,
ને એક સટ્ટે થવું છે લક્ષ્મીપતિ.
પ્રજાઓ ને પુરુષો સૌ સટ્ટો ખેલે છે.
પૃથ્વીની પ્રજાપ્રજા પ્રજાત્વ પામશે
ત્ય્હારે જગતે ઉતરશે શાન્તિપર્વ.
ત્ય્હાં સૂધીનાં છે કુરુક્ષેત્રો.

પ્ર. ૪, પા. ૬૬

''પશ્ચિમને સૂર્યચન્દ્ર અર્પતા
પૂર્વના સનાતન અખેપાત્રો
નથી ઠલવાયા કે થાક્યા
✓વસન્તધર્મના સન્તો આપીને આનન્દે
તારલિયાની ફૂલમઢળી ભરીને
સૂર્યચન્દ્રના દડા ઉછાળે છે
મ્હારા વસન્તધર્મના પરમહંસો

આ ચન્દની ભરી છે તગાવડી હરિ! આવોને,
ફૂલડિયે બાંધી પાજ,
હવે તો હરિ! આવોને
આ આસોપાલવને છાયડે હરિ! આવોને
મનમહેરામણ મહારાજ!
હવે તો હરિ! આવોને

ક્રાન્તિ માજી! કેવાક હશે
વસન્તધર્મના પરમહંસો?
ઓળખ્યા એ શે ઓળખાય?

જોગણ બેટા! સન્તો તો સૂર્ય છે
આંખડીમાં સૂર્ય કેટલાક ઝીલાય છે?
અંજલિમાં મેઘ કેટલાક ઝીલાશે?
પૃથ્વીની પાવનકારિણી છે
એ અવધૂતોની જમાત
છે, અમૃતપુરમાં ચે છે
એવા લોકપ્રારબ્ધી જોગન્દર કોક
સાંભળો એમની ગુણગીતા
સાચા જોગી તો હોય જીવન્મુક્ત

તેજ જેવા પુણ્યવન્તા, સદાનન્દી જ ચન્દ્રમા,
પુષ્પ શા સૌરભશાળી, બાણ શા સત્યવાદિન;
શૈલ શા અવિકંપી, ને સાહસિક જ્હાજ શા,
આયુષ્યમાં વર્ધમાન, આપૂર્યમાણ સાગર;
સંપદેવિપદે સૂર્ય, અપ્રહણે જ અગ્નિ શા,
અદ્‌ભુત આભ જેવા, ને મેઘ જેવા મહાત્મન;
પ્રેમળ માતના જેવા, પિતાના સમ પોષક,
રંગરસિયા પત્ની શા, હિતસ્વી ભગિની સમા;
એહવા ગુણવર્ચસ્વી, સોળપાંખડી પદ્મ શા,
પરમહંસો પૃથ્વીમાં સોહે વસન્તધર્મના.

વસન્તધર્મના પરમહંસોની એ જમાત.
વિશ્વઅજવાળતી ગ્રહમાળ સમી
પરબ્રહ્મની એ સૂર્યમાળ.

રાજ : (સ્વગત) આ તે સંન્યાસિણી કે સિંહણ ?
આ તો છે ધર્મવીરોની માતા.
આતમબળનાં દૂધ ધવડાવનારી
જોગણ એટલે ધર્મવીરોની જનેતા.

જોગણ : મ્હારે સતી આયુષ્યની શેરીઓ, હરિ ! આવોને,
મ્હારે સતી સૌ જીવનની વાટઃ
હવે તો હરિ ! આવોને.
મ્હારા કાળજ કેરી કુંજમાં હરિ આવોને,
મ્હારા આતમસરોવરઘાટ
હવે તો હરિ ! આવોને

પંચ મહાભૂત મનું
વસન્તધર્મનું છે પ્રસ્થાનપંચામૃત.

ને એનું પાંચમું ધર્મસૂત્ર છે
ઉઠો. ને આનન્દો.
'જગત દુઃખી છે' 'હું દુઃખી છું':
દુઃખવાદ એ આજનો છે યુગરોગ.
બ્રહ્મ આનન્દસ્વરૂપ છે,
બ્રહ્માંડ આનન્દરૂપ છે;
आनन्दरुपममृतम्‌ની દુનિયામાં
દુઃખવાદ એ Anachronism છે.
આનન્દ એ આયુષ્ય છે,
આનન્દ એ અમૃત છે.
પાંખની પ્રેરણા આતમઆતમમાં છે.
સૌમાં છે; ઘણાંની મૂર્છામાં છે;
જગાડો ને સચેત કરો.
કવિઓ દ્રષ્ટાઓ સંસારશાસ્ત્રીઓ
નવવસન્તના પયધુમ્મરો જન્માવો.
યુગયુગથી આત્મા આરત બોલે છે.
યોગેન્દ્ર મકી મહારાજને કહે છે

**જોગણ** : અણુ ને વિરાટ, આત્મા ને પરમાત્મા–
અસ્તિત્વ માત્ર છે ગહનતાની ખીણો.
**રાજ** : જગતમાં પ્રેમીઓ પ્રેમીઓને શોધે છે.
**કાંચન** : કોઇ આવે, કે લાવે, અપાવે ખબરો કાંઇ સ્નેહીની!
હું ન જાણું કિયે પરદેશઃ
ખબરો કાંઇ સ્નેહીની!
એ સ્મરૂં છું, રટું છું, સુણું છું
કામણ એનાં વેણુનાં;
નવ ભાળુ એ મધુવનવેણુઃ
ખબરો કાંઇ સ્નેહીની!
નેન વ્હે છે, તરે છે, ભરે છે
મુખની એની મોહિની;
નવ ઝાલ્યા ઝલાયે હાસ્યરંગઃ
ખબરો કાંઇ સ્નેહીની!
અહો પન્થી! વીર! વિનવુ, તુ જાજે
અજાણ્યે એને આશ્રમે,
જઇ કહેજે આંસુના સન્દેશ.
ખબરો કાંઇ સ્નેહીની!
(પ્રકૃતિનું બીન ગાજે એવી વનગુફા પડઘાઓથી ગાજે છે.)
**જોગણ** : અમારે અખંડ સ્નેહ અવિનાશી શું.
માનવી ઢૂંઢે છે મનના મનોરથ;
અમે તો જોગીઓનાં બાળ.
સંસારીઓ સંસાર પાય,
ને જોગીઓ જોગ પાય.
**રાજ** : પણ ગુફાઓમાંથી ઝરણાં દડે છે
તે સંસારને પાણી પાય છે.

કાન્તિ : ભાઇ ! હું યે જોગિયો થાઉં તો ?
જોગણ : એક જોષ એ ય છે કે
અમૃતપુરની સૌન્દર્યજ્યોત સંન્યાસિણી થશે.
પ્રમદા : ના, ના; અમૃતપુરની સૌન્દર્યજ્યોત
થશે સંસારની ચન્દ્રિકા.
કાંચન : કારમીક છે આ ગુફા;
સૌન્દર્યને યે જોગ પાય છે.
જોગણ : જોગી પાસે હોય જોગની પ્યાલી;
એમાં ભર્યાં હોય સનાતન અમૃત;
પથ્ય લાગે તે પીજો.
સહુ વસન્તધર્મ પાળજો !
વસન્ત એટલે અનન્ત વિકાસ.
દેવ : હાં; જોગીલોક તો જોગપ્યાલા પાયને ?

જોગણ : અમે જોગીઓનાં બાળ !
ગેરૂ ધરીને ધરાવશું,
પીને પાય દઇશું કાળઃ
અમે જોગીઓનાં બાળ !
ધોળ્યા ચાંદ ને ધોળ્યા સૂર્યને,
ધોળ્યા દિવસ ને રાત;
ધોળી–ધોળીને વ્યોમ સારવ્યો,

ઝોળી ભરી ભરી લાવિયે,
અમને ચાખવાની આણઃ
થાળ પૂરી જગ પાઠવ્યાઃ
અમે જોગીઓનાં બાળ!

ગિરિ-ગિરિના કણ સંઘર્યા,
સોંપ્યા સનુને સમાજ;
કોઇએ રચ્યાં રક્ષણ દેહનાં,
કોઇએ પ્રાણ કેરો સાજઃ
ઉત્સવ જોઈને આનન્દિયેઃ
અમે જોગીઓનાં બાળ!

( વન્દન વન્દી વસન્તસહિયરો વનગુફામાથી સિધાવે છે. ગુફામા પાછળ એકતારાને રણકે પરમ સંન્યાસનો બોધ રણકી રહે છે: )

અમે જોગીઓનાં બાળ,
અમે જોગીઓનાં બાળ!

**વસન્ત** : ચાલો યજ્ઞદર્શન કરતાં જઇએ.

**પ્રમદા** : વસન્તધર્મ શીખ્યાને? કાન્તિબા!
વસન્ત એટલે વિલાસ.

**વસન્ત** : (સ્વગત) આ પ્રમદા કાન્તિને પછાડશે કે શું?

**કાન્તિ** : હા, ભાભી! વસન્ત એટલે વિલાસ;
પણ પાપ ને અધર્મ વર્જેલા.
વસન્ત એટલે રસિકોની ઋતુ-રસરાજ;
પણ रसिकाः कामवर्जिताः.

**કાંચન** : કોઇ જગતકોયડો ઉકેલશો કે
કાન્તિબા સુન્દરી કે જોગણી?

**વસન્ત** : કાન્તિબા છે વસન્તધર્મની વેલડી.

પ્રે ૪; પા. ૭૨

( હસતી, હસતી સહિયરો વસન્તયજ્ઞને દર્શને જાય છે. પાછળ એક અન્તરિક્ષ હસતું હસે છે ગહનતાના એ વરસતા હાસ્ય ઝીલતો ઇન્દુકુમાર નિત્યઅધ્યયનને કાજ નેપાળી જોગણુ કને આવે છે. )

જોગણુ પઢો, જોગન્દર ! વાંચો ને વિચારો,
ઓળખો તેજોના તેજને
જગત ત્હમારી વાટ જૂવે છે,
અન્ધારપછેડો ઉતારો હવે.

ઇન્દુ : तमेव भान्तं अनुभाति सर्वं,
तस्य भासा सर्वमिदं विभाति।

જોગણુ બ્રાહ્મી સ્થિતિમાં વસે
તે સહુ યે બ્રાહ્મણુ
एषा ब्राह्मी स्थितिः, पार्थ !—

( અમૃતપુરની વાડીઓમાંથી એવે સનાતન વસન્તટહૌકાર ગાજે છે )

સખિ ! ફૂલડે વસન્ત પધારે !
હો સખિ ! ફૂલડે વસન્ત પધારે
સખિ ! ફૂલ–ફૂલનાં બાણુ મારે–મારે
ફૂલડે વસન્ત પધારે
ચેતનભર ઉતારી અનંગ

અંગોઅંગની મદભર કળીએ
એમ પરાગ ભભૂકેઃ
ઉછળે અમી શતધારઃ
સખિ! ફૂલડે વસન્ત પધારે.

કુહુ કુહુ કુહુ કુહુ અમૃતશબ્દે
કોકિલ કંઠ લલકારે;
દેહકદમ્બે વિરાજીને આત્મા
પ્રેમની બાંગ પુકારેઃ
તરસ્યો પ્રેમીને આરેઃ
સખિ! ફૂલડે વસન્ત પધારે.

દિનદિન ચ્હડતી ચન્દ્રકલા, ને
ચન્દનીપૂર મતવાલાં;
ગેબી સખિ! બ્રહ્મવર્ચસ્ વરસે,
ને ઉરમાં ઉગે અજવાળાં
દીઠે મુખચન્દ્ર ત્હમારે·
સખિ! ફૂલડે વસન્ત પધારે.

(અણદીઠી કોયલનો ટહુકો અન્તરિક્ષ ભરી ગાજે એવો પ્રકૃતિપુત્રી પાંખડીનો એ વસન્તટહુકો વિશ્વછલકાતો ગાજતો. જગત તે જીવડું ને ભમરું.
શિખરશૃંગમાંથી વસન્તયજ્ઞની જ્વાળાઓ ભભૂકી ઉઠે છે.)



## પ્રવેશ ૫ મો; ફૂલડોલ

( વસન્તવાડીમાં બાળા જોગણની એકતારી વાગે છે )

ઢોળાણો જીવનનો થાળ,
ને ઢોળાણી હૈયાકકાવટી,
મ્હારી વિખરઇ ગઇ પ્રેમમાળ,
મુજ પ્રેમનાથ વણપૂજ્યા રહ્યા

( પલ્લવકુંપળની પથારી ને ડોલર ફૂલડાંને ઓશીકેથી જવાળા જેવી બળતીઝગતી બાળા જોગણ ઉઠે છે )

આસુડાના આરા તો બતાવો–બતાવો કોઇ,
બતાવો–બતાવો કોઇ,
બતાવો–બતાવો કોઇ,
આસુડાના આરા તો બતાવો–બતાવો કોઇ

( ચંપાપાંખડીએ જાણે શણગારી હોય એવા જોગિયારંગી સાડીએ, ને કરડાંખળીમાં ફૂલછડી જેવી ન્હાનકડી એકતારી લઇને, ફૂલછોડમાંથી, એક ફૂલછોડ જેવી, શાન્તિકુમારી આવે છે )

હો જીંદગીના દવને આ શમાવો–શમાવો કોઇ.

વનની સીધી વાટ એ હામણગારા જોગીએ,
જોગણ ઉભી જગઘાટ, એના આંસુની નદીઓ વહે
( બ્રહ્મચારિણીને જગાડી રણકાવતી એકતારી રમઝે છે. )
દેવ ! વનમાં વિધાત્રીએ દીધાં વગામણાં,
દેવ ! આશાના પારસે જળમાં ઝૂકાવિયા
દેવ ! સ્નેહીના સોણલાં ચિતામાં યે આવશે
દેવ ! સૌભાગ્યવન્તીઓને ભેખ ધરાવિયા

કાન્તિ : દેવ ! ભસ્મોના ચોરસા ને અગ્નિનાં ઓઢણાં;
દેવ ! સુકુમાર સુન્દરી શા મહાન્તેગી જાગિયાં.

દેવ ! તપમીનાં તપોબળે બ્રહ્માડ ડોલિયાં;
દેવ ! હૈયા ન ડોલે એક અવનીનાં માનવી.[1]

**યશદેવી :** (વૃક્ષજાળીઓમાંથી આવીને)
સૌન્દર્ય સૌજન્ય ને સૌભાગ્યનાં દેવી
કાન્તિ બ્હેન કોઇએ દીઠાં ક્યહાં ય ?
(આસપાસ જોઇને અન્તરિક્ષને પૂછે છે.)

**રાજ :** ફૂટેલી વીણા જેવાં ગાતા
પેલાં બેઠાં કરમાતે ક્યારે;
જાણે વીંધાયેલી મૃગલી પડી.
આથમતા સૂરજે તડકો વરસાવીને
અંગે રંગ્યો છે ભગવો ભેખ;
નવા જુગની જાણે નવજોગણ.

**યશદેવી :** મ્હોરેલી ચંપામજરીની
એ તો જાણે ડાળખી ડોલે છે.
(સુરભિની લ્હેરી સમી સમીપે જાય છે.)

કાન્તિ :—નયણે પ્રગટાવી જ્યોત,
મહી પૂરી ઘૃત મુજ આંસુના,
ઉરની આશાને ઉદ્યોત
પ્રિય ! ઉતારૂં તુજ પ્રેમઆરતી.
(જળધારા ટપકે એવો એકતારો ટમકે છે.)

તાર તૂટ્યો ને મ્હારી વીણા વ્હીલી પડી;
મ્હારા જીવનનું ગીત ઝંખવાણું રે જી
અમુલખ અવસર આવ્યો, એળે ગયો;
મ્હારૂં કાળજ, ફૂલ શું, કરમાણું રે જી.

**દેવ :** (આકાશશાન્ત પગલીએ સમીપ જઈ માથે હાથ સ્થાપીને)

૮ પ્રે. પૂ, પા. ૭૬

કાન્તિકુમારી ! અમૃતપુરની બાળા જોગણુ !
શા ખેલો છો વૈરાગ્યના આ ખેલ?

**કાન્તિ** : પધારો, દેવ ! આદેશ.
અમાસે સૂર્યગ્રહણ છે,
મ્હારૂ સૂર્યગ્રહણ આજે થયું.

**દેવ** : પ્રારબ્ધ સગાથે ન રમાય,
પ્રારબ્ધની રમતો રખેને સાચી પડે.

**કાન્તિ** : અમ્મર કહો છો એ આત્મા
આજ મ્હારો મૃત્યુ પામે છે.
આયુષ્યની ઋતુ મ્હારી
આવી ને ઓસરી ગઇ.
વસન્ત મ્હારે વણમ્હોરી આથમી

૯ ફુળફુળ પ્રજળે હુતાશ,
વાડીએ વાડીએ વહ્નિ પરજળે,
પ્રજળે મ્હારા યે આવાસ,
અગ્નિના બેટી હું ઓટલે

એવા ચિરંજીવ છે આત્માના બોલ.
પણ આજે છે ફૂલડોલનું પર્વ.
ફૂલ ઉતારી જોગિયો કાં ઓઢયો?
કાન્તિ : મ્હને કફનીનો કેફ ચ્હડ્યો છે,
મ્હને ખંડેરનું ભૂત વળગ્યું છે,
મ્હને સંસારના ભણકારા વાગે છે.
કૌમુદીઉત્સવની મધરાતે કાલે
એક ઓળો જતો રહેતો જોયો;
જાણે મ્હારા આત્માનો ઓળો!
હવે છાયાથી હું છળું છું.
એક બોલનો અનહદ નાદ
જગતની કુંજે કુંજે સુણું છું.
યશદેવીની પંચવટી નિરખીને
સહુને ઉમંગ જાગે છે,
મ્હેં નિરાશા ઘોળીને પીધી.
વળી વળીને મનને વાળું છું,
પણ પીંજરે પોપટ પાંખો ફ્ફડાવે છે
ગગનઘુમ્મટમાં ઉડવાને કાજ.
સંસારને સિંહાસન ચ્હડવા જાઉં છું,
તો ભયકમ્પે કમ્પું છું.
પગે જાણે પથરા બાંધ્યા,
ને હૈયે હિમાલય માંડ્યો.
વણમાંડયે સંસાર મ્હારો સમેટાયો.
હવે જોગિયાથી અંગ રંગું,
વિશ્વકુંજે ભરી અહાલેક પોકારૂં.

સે, પ, પા. ૭૮

'વનની સીધી વાટ
'એ જીવનગઢના જોગીએ,
ક્યાં એ સંસારનો ઘાટ !
જ્યાં માંડે મટુકી સ્નેહજોગીઓ !
આંસુનાં અશોકવનને તીર
મહાવનમાં સીતાવેલ એકલાં છે.

રાજ : દુનિયાની ટનેશ્વરી દેવી યે
જોગણ જેટલી ચંપકવર્ણી નથી.
સંસાર સંકેલાતા નથી;
અશોકવનમાં સીતાવેલ એકલાં યે નથી.
સીતાવેલની રગરગમાં છે રામ.

દેવ : ને ભેખ શું ભરમમાં જ છે ?
સમર્પણ એ પરમ સંન્યાસ.

રાજ : વિશ્વઅશ્વત્થનું બીજ છે લગ્ન.
એક એક લગ્ન એટલે એક એક વિશ્વ.
દમ્પતી વિશ્વ વાવે છે.
ત્હમે વિશ્વ વાવશો કે નહિ ?
કાન્તિ : ( મહાવાયુ વાયે ઝાડીઓ હસે એમ ખડખડાટ હસી હસીને )
રણવગડે લૂંટાણી તે શેનાં દેશે દાન ?
દેવ : સૂરજકિરણો જેટજેટલી ભુજાળો
મહાદાનેશ્વરી દેવ છે દાતાર;
બે ભુજાળા કેટલુંક લૂંટીને લૂંટશે ?
|સંસાર સંયોગે નથી, વિયોગે નથી;
|સંસાર વસન્તનો વિકાસ છે.
રાજ : સંસારવસન્તે વિકાસતાં મટો
ત્હારે સંસાર પરિવર્જ્જો.
કાન્તિ : સંસારપરીઘનું મધ્યબિન્દુ તો લગ્નને ?
દેવ : ઉદયાસ્તના શિરોબિન્દુ સમું
જન્મમૃત્યુનું શિરોબિન્દુ છે લગ્ન.
લગ્ન છે સંસારશાસ્ત્રનો ગાયત્રી મન્ત્ર.
પુરુષનો દેવ કે દાનવ,
સુન્દરીની પદ્મણી કે પાપિણી
સૌસૌનાં લગ્ન સરજે છે.
રાજ : આયુષ્યની પરીક્ષામાં
આત્માને એક પૂછાય છે પ્રશ્ન.
એનો ખરોખોટો ઉત્તર એ લગ્ન.
કાન્તિ : સાચો ઉત્તર શીખવો, દેવ !
મ્હને આયુષ્યે પ્રશ્ન પૂછ્યો છે.

અં: ૫, ઘા. ૮૦

દેવ : સાથ રહેલું છે, જૂઠ કપરૂં છે.
(પ્રાણુર્ને પન્નાસંને પ્રેમની પ્રતિષ્ઠા,
એ સાચાં લગ્ન.)
સંસાર સોહ્યલો છે, ભેખ દોહ્યલો છે.
કાન્તિ : તો સંસારકુંજે સાચાં લગ્ન
કેમ કોક જ મ્હોરે છે ?
રાજ : કેટકેટલાં છાપરાં ઉખેળીને જોયાં ?
સંસારનો ઘટાઘેર આંબલો
સાચાં લગ્નની સાખોથી સોહાગણો છે.
કાન્તિ : કવિતા બોલો છો; ઇતિહાસ નથી ભાખતા.
રાજ : આંબેથી ખાટી કેરીઓ ઉતારો છો
ને એ જેટજેટલી મીઠી થાય છે,
એટએટલાં ખાટાં લગ્ને મીઠાં થાય છે.
પ્રમદા : કેટલાંક ફ્હોઈ જતાં પણ હશે.
કાન્તિ : સંસારપારનાં એ સત્યો, રાજ !

સંસારે સ્નેહદેવના અવતાર થશે.
દુર્ગની દિવાલોનો જમાનો વીત્યો;
સંયમનાં મોતીનાં તોરણ સોહાશે સંસારને.
બ્રહ્મચર્યના અખંડજ્યોત આત્માઓ
પ્રેમદેવની પૂજા માંડશે,
સૌન્દર્ય ને પવિત્રતાના અખાડા જામશે,
ત્ય્હારે સંસારઆંબલે સાખો ઉતરશે.
અજવાળે રમવા દેજો આત્માને.
ગજકુળના બન્ધ છોડાવો
ને જુવો પછી જળમાંનાં જળક્રીડન.
મદઝરન્તા કુંજરકુંજરીઓ
શૂંઢની પીચકારીએ વસન્ત ખેલશે,
ને કમળના કિરીટ કરશે.

**પ્રમદા :** તો આજ આ સન્યાસખેલ કાં ખેલાય ?

**કાન્તિ :** મ્હારી નસીબની કટોરી ફૂટી ગઈ;
ને એ ફૂટેલી કાચલીમાં,
મીરાંની પેઠે, આજ વિષ પીઉં છું.
જન્મથી આઝાં પગલાં ચાલી ન્હોતી,
કળીઓની ક્યારીઓમાં હતી ત્ય્હારે
એક ફિરસ્તો અમૃતપુરે રમતો.
નયને વાદળ આંજેલાં હતાં,
ને કંઠે ઉડતી'તી કેસરીની કેસર.
વીંછૂના ડંખ ઉતારતો,
કોયલને માળે કૂક બોલી આવતો,
વૈશાખી આંબાડાળ ચખાડતો,

પ્રે. ૫, પા. ૯૨

આનન્દ સરોવરની કમળકાકડીઓ વ્હેંચતો,
શિખરની મ્હોગમજરી મુગટે માડતો.
કુન્જકુજના ઉડાણમા હુ એની સહચરી
એક જ હોડીના હલેસાની પેઠે
અમારી પાખો સગાથે ઉડતી
પછી એનો કુટુબમાડવડો વિખેરાયો,
હવેલીનાં ખડેર થયા,
ને એ યે ગયો જગની ઝાડીઓમા.
અમૃતપુરની કુજે ફ્રી પછી
એ સુધાકર ઉગ્યો નથી.
એના વિજોગનો આ જોગ
  ખલાડવનના કુડ
    કોઇ કાગમે હુતાશ પગજો,
  મુજ હૈયાને કુડ
    ત્હેં સ્થાપ્યા અગ્નિ અગ્નિહોત્રના

રાજ : કાન્તિબા ! એક પૂછુ ?
આયુષ્ય આનન્દ છે કે રુદન ?
દુનિયા વસન્ત છે કે વિટબણા ?

(કાન્તિકુમારી ઘડીક અમૂંઝાય છે દૃષ્ટિની વીજળીઓ વિશ્વયાત્રાએ ઊડીને આવે છે સ્વસ્થ થયે)

કાન્તિ ✓ શ્રી હરિ આનન્દ છે, અમૃત છે,
હરિની લીલા યે આનન્દ છે, અમૃત છે,
વિરહિણીને વિરહે આનન્દઋતુ છે
આ આસુ યે મ્હારે રસામૃત છે
વસન્તમીમાસકને વળનો પ્રશ્ન પૂછું ત્હારે ?

વસન્તટહુકો કરે છે ત્‍હારે ત્‍હારે
કોયલ રડે છે કે આનન્દે છે ?

( ભટ્ટરાજની વીરમુદ્રા ઝંખવાય છે: ગાન મૂઝાય છે: ફીફીઓ ચકોવા ખાય છે, જીભ મૌનના જાપ જપે છે.

શિખરઘટાઓમાથી પાંખડી એવે ગાતી ગાતી ઉતરે છે. )

પાંખડી : કુંકુમને, કુંકુમને, કુંકુમને,
કુંકુમને પગલે આવજો !
ઓ અમ ઘરના મીઠા મહેમાન !
કુંકુમને પગલે આવજો !

( દિશાઓ ને ફૂલડાની સાથે વાતો કરતી જેવી ફૂલછાબમા ને આભમા જૂવે છે. )

આવ્યો અતિથિ અવનીતલ એક દેવ,
શોધ્યા ભમી જનકુલો નિજ દેવી કાજે,
ના આંખડી પરખી નેહનમેલ એની,
ના આદર્યો, ના અરચ્યો નરલોક એવો.
( સૂર્યદિશે નિહાળી રહીને )

પાંખો પસાર, ઉડ, જા, નથી આંહિ કોઇ,–
ભૂલ્યો, કુમાર ! ઉડી જા, નથી કોઇ, બાપુ !
સ્વર્ગે સદૈવ વસી દેવની દેવીઓ તો

ફૂલડાને, ફૂલડાંને, ફૂલડાને,
ફૂલડાને, પગલે આવજો !
ઓ અમ જગના મોઘા મહેમાન !
ફૂલડાને પગલે આવજો !
પછી પૂરશુ અધૂરા સન્માન
ફૂલડાને પગલે આવજો !

કાન્તિ : ફૂલની દ્દહેરીઓમાંથી દેવ આવશે ? પાંખડી !

**પાંખડી** :'કાન્તિબા ! દુનિયાં દેવોની છે.
**રાજ** : દુનિયાંનાં નન્દનવનોમાં
દેવો દેવીઓને શોધે છે,
ને દેવીઓ દેવોને શોધે છે:
ને બન્ને ય પડયાં છે ભૂલાં.
આગળ ને આગળ ને આગળ ઉડતા
પરિમળ માર્ગ દાખવશે એમને.

**કાન્તિ** : ઝાડીઓમાં ભૂત દેખાય છે, પાંખડી !
**પાંખડી** : ભૂત કે ભૂતેશ્વર ? કાન્તિબા !
આવ્યાનાં એંધાણ આવ્યાં–
આગમમા ભાખ્યાં છે એ.

**કાન્તિ** : તો સન્તાય છે શાને ?
**પાંખડી** વા વાત કરે છે–કહો તો કહું.
એક વર્ષની અવધ બાંધી છે ગુરુએ.
સંન્યાસના અંચળાનો ઉમળકો હતો;
ગરૂડને ગિન્નાતો દીઠો સંસારદિશે;
મેઘગભીર ગુરુદેવે વ્રત દીધું:
એક વર્ષ અદશ્ય રહી સંસાર જો;
પછી વરજે–સંસાર કે સંન્યાસને.
ચાર માસ બાકી છે વ્રતના.
**રાજ** : તો કલ્યાણી ! જયમ ત્યમ કરી
કાઢ આ ચાર માસ
કવિકુલગુરુ કાલિદાસદીધી એ છે શીખ.
**પાંખડી** : પણ ચાર માસમાં તો ચાર જુગ વીતે.

**કાન્તિ :** પાંખડી ! ફૂલડાં ત્હને શી વાતો કહે છે ?

**પાંખડી :** ફૂલડાં પ્રભાતે કહે છે
એવું સ્હાંજે નથી કહેતાં.
કહે છે, વિશ્વવસન્ત આવે છે;
ને વસન્તરાણી ફૂલ જેવાં ફોરશે.

આજે ઉત્સવ ફૂલડોલનો.

( આંબા ને કેસૂના વનમાંથી ફૂલની ગેંદો ઉછાળતી વસન્તસેના આવે છે. મુગટસ્થાને ફૂલમઢેલી વસન્તકુમારી વિહરતી હોય છે )

આજે ઉત્સવ ફૂલડોલનો.
અજબ વરસે વસન્ત,
અજબ વરસે વસન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો.

ડોલે ભરતી અનન્ત,
ડોલે ભરતી અનન્ત,
આજે ઉત્સવ ફૂલડોલનો

ફૂલડે પ્રફુલ્લ ફૂલી વાડીની વેલીઓ;
કળી–કળીએ ડાળીઓ લચન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

અબિલ ગુલાલ–રંગ વિલસે વસન્તના,
વનવન કો હાસ્યમાં હસન્તઃ
આજે ઉત્સવ ફૂલડોલનો.

આભની અગાસીએ ઉગન્ત જો ! તુ ચન્દ્રમા,
ચન્દની શું કોડથી રમન્ત·
આજે ઉત્સવ ફૂલડોલનો.

. મૂ. ૫, પા. ૮૮

કાન્તિ : હોઉં હુ અહૃત કે હૃત
તુજ પ્રેમની પરાપૂજા વિશે,
પણ પાવન કરી, દેવપૂત!
સ્વીકારજે મુજ અર્ધ્યને

**પાંખડી : કાન્તિબા ! જોગીઓ રોતાં હશે ?**

**રાજ : જોગી કે જોગણ રડે નહી;**
**ને રડે તો એ રુદને બ્રહ્માંડ કમ્પે.**

કાન્તિ : છિહરનીરે ઉતર્યા માનસ માની હંમ;
ગ્રીષ્મ તપી, જળ ઓસર્યા, થયા આશના શ્વસ.
સૂના સરવરિયાપાળ—
સૂના સરવરિયાપાળ આશાને અમૃત કો સીંચશે ?
સૂના સરવરિયાપાળ—
સૂના સરવરિયાપાળ હંસલાને મોતી કો નીરશે ?
વગડે વસે વરરાયા, હો !
બે ય કાંઠે કદમ્બ કેરી છાયા.

**વરરાય ! વગડેથી પધારો.**
**સરોવરજળમાંથી, ઓ જળદેવી !**
**મ્હારો જીવનનાથ આપ.**
**—અરેરે ! કોણ અર્પશે એ ઉરદેવ ?**
**જીવનની દિશાઓ સૂની છે મ્હારે.**

**પ્રમદા : પે—એલા વેલપડદાઓની પાછળ**

**વસન્ત** : ભાભી ! લ્હાં તો છે કૌવચનાં વન
**કાન્તિ** : ભાભી ! એ નથી મ્હારો દેશ.

હોઉં હું અહૂત કે દૂત
તુજ જગસોહામણ સ્નેહયજ્ઞમાં,
પણ આવી મળજે, અવધૂત !
અવધો તપની ઉતર્યે

સૂના સરવરિયાપાળ—
સૂના સરવરિયાપાળ હસલાને મોતી કો નીરશે ?

( નમદા સુન્દરી કાન્તિકુમારીને વિશ્રામકુંજોને માર્ગે લેઇ જાય છે. સૂની પાળને સૂને આરે સાન્ધ્યતેજમા રમતા ચન્દ્રદેવ જેવા ઈન્દુકુમાર ઉતરે છે. )

**ઈન્દુ** : ( દિશાઓમા કાન માડીને )

મ્હારી બંસીનો પડઘો સાંભળું છું ?
કે દિશાઓમાંથી ભણકારા બોલે છે ?

( શઢ સકેલી, નાવડું પાળે બાધી, શમણામાકાર સમી કુંજના પલ્લવ-ઝુમ્મટોમા જાય છે–સમાય છે. આનન્દસરોવરની પાળે સૌન્દર્ય ને આનન્દની સન્ધિકા રહે છે.

આઘે–આઘેની ફૂલપાળેથી બધું નિહાળતી, અડધુ સમજતી–અડધુ ન સમજતી પાખડી ફૂલછાબ પછાડતી સૂનકારમા અન્તર્ધાન થાય છે. )



# પ્રવેશ ૬ ઠ્ઠો; વમળોને આરે

## મધ્યાહ્ને સૂર્યગ્રહણ

( સાગરતીરે શિલાસ્થલો ને ખડકખડો પડેલા છે એ ગુફાઘુમ્મટોમાં અભિમંડિત નાગરાજ જેવા ફેનિલ ઉછાળતે સાગર ઘૂમરીઓ ખાય છે, ને આજે છે યુગયુગથી વિસ્તરંગો આવીને ત્હાં પછડાય છે, ભાગે છે, ઓસરે છે. ઓસરતાં મોજાં અધિકડાં ઘૂઘવે છે ઓટ હજી મંડાણો જ છે, ઉછાળાટ આથર્યો નથી. વમળો સાગરમાં વહે છે.

અન્તરિક્ષમાં મધ્યાહ્ન છે, આકાશમાં મધ્યાહ્નનું ખગ્રાસ ગ્રહણ છે. સવિતાદેવ સન્મુખે ચન્દ્રરાજે પડદો પાથર્યો છે. પૃથ્વી વન ને સાગર ઉપર વિધવિધવર્ણી પડછાયાઓની છાયાઓ રમે છે. એ છાયાહિન્દોળે જગત ઝૂલે છે.

✓ પાણી ઊંડા ને વમળો વેગવન્તાં છે. ક્ષિતિજફરતો કાજળકાળો મેઘ આભમાં ગોરંભાણો છે. આભશિખરે ચ્હડતા એના ઘેરા રંગો સાગરરંગોમાં ઢોળાય છે.

પાસે દૂરબીન પડેલું છે એમાં નિરખી નિરખી ભરગભીર એ વિશ્વલીલા સાગરકાંઠે ચચરેવો ચીતરે છે તે ભદ્રરાજ સુધારે છે. ત્હાં ચંપાની બે પાદડીઓ સમી પ્રમદાસુન્દરી ને કાન્તિકુમારી વસન્તવસ્ત્રે આવે છે.

આકાશમાં મધ્યાહ્ને અમાવાસ્યાના ઓળા ઘૂમરીઓ ખાય છે. )

**ભદ્રરાજ** : આવો, ખગ્રાસ ગ્રહણ છે આજ.

**પ્રમદા** : ત્ય્હારે તો સવિતાદેવ હોલવાઇ જશે !

**રાજ** : ખગ્રાસ ગ્રહણની તિથિએ પણ
સૂર્યદેવ હોલવાતો નથી.

**કાન્તિ :** પડછાયા ! પડછાયા ! ને પડછાયા
પડછાયાપૂજાથી તો પત્થરપૂજા સારી.

(ક્ષિતિજના ઉડતા પાર્શ્વ સરિખડી વાદળછાયા, મેઘની પાખ જેવી, આવીને જાય છે.)

**યશદેવી :** ને પાછળ છે વાદળના પડદા.
**રાજ :** ચન્દ્ર દાખવે છે ચૂડેલનો વાંસો.
ચન્દનીની અમૃતવર્ણી નહિ,
અન્ધકારની ઓઢણી ઓઢી છે.
ચીતરશે તો છે એવું ચીતરશે.
**કાન્તિ :** જીભ એટલે મજાકનું ડુગડુગિયું ને ?
ત્હમે તો એવું જ બોલશો. જાવ રે !
**પ્રમદા :** આવ્યાં છો ચન્દ્રઢાળ્યા પડદા પ્રીછવા,
ને અવખોડો છો વિશ્વપડદાઓને !
વાહ રે ! વૈખરીના વિલાસી !
તેજના મેઘના કે અન્ધકારના
પડદાઓ એટલે પૃથ્વીનાં પરીધાનઃ
ઢાંકે ય તે, ને સોહાવે ય તે
**રાજ :** પૃથ્વીની સાડીઓ છે વસન્તવાડીઓ;
ને પૃથ્વીના પડદા હોય વસન્તવર્ણા.
પૃથ્વી તો પ્હેરે છે વસન્તના વાઘા.
કાલે વસન્તમન્દિરે છે પ્રતિષ્ઠાપર્વ—
**પ્રમદા :** પકડાયાં તો કહે પ્રણામ છે.
—પણ કેવાંક પકડી પાડયાં ?
ઘણાં ય નાઠાં'તાં એકલડાં
જગતનું મહાનાટક જોવાને કાજ.

ભયંકર છે ગેબના ખેલાતા ખેલ.
દૂરબીનમાં જોઈ દાખવો.

( પ્રમદાસુન્દરી દૂરબીનમાંથી જમતુ સૂર્યગ્રહણ નિહાળે છે. )

**યશદેવી :** ખરેખાત ! દુનિયાં આજ ભયંકર છે.
આવો મેલો નથી દીઠો કદી યે
અમૃતપુરનો સાગરઆરો.

**પ્રમદા :** ( દૂરબીનમાંથી દુનિયામા આવીને )
કેવું સુન્દર છે બધું !
પેલુ મન્ત્રોચ્ચારમાં કહે છે ને
કે તું પૃથ્વી ને હું આકાશઃ
એવું છે બધું સુન્દર.

**યશદેવી :** પણ કાન્તિબા ! ચન્દ્રદેવ અત્યહારે ત્હમને
ચન્દનીથી વધાવીને ગયો કે શું ?
દેહચન્દની એવી ઉઘડી છે ત્હમારી.

**પ્રમદા :** સૌન્દર્યનાં કિરણો સૌ
કાન્તિબામાં સમાયાં ભાસે છે.

**રાજ :** સુન્દરી બધું સુન્દર દેખે.
સુન્દર નથી; ભવ્ય છે આ દર્શન.

**કાન્તિ :** ને સુભટો બધું ભવ્ય ભાળે.

જગત જાણે ડૂબી જશે કે શું ? .

**રાજ :** ( હસતાં હસતાં )

પ્રલયની તિથિ આજે છે ?

**કાન્તિ :** ( કાંઇ અગમ્યને જોતી ગંભીર મુદ્રાએ )

ઝંઝાવાત પ્રલયના વાય છે,
ને મેઘ પ્રલયના પથરાય છે.
ચન્દ્રે સૂરજને જાણે હોલવ્યો !
મધ્યાહ્‌ને જાણે સન્ધ્યા પડી.

( અન્તરિક્ષ આછેરૂં ગડગડે છે. )

**રાજ :** ભયંકરતાની ઘેરમાં ઘૂમે,
ને મહાભય વચ્ચે અનલે ઉલે,
એ સુભટોનો સેનાપતિ.
કાન્તિકુમારી ને યશદેવી તો છે
વસન્તસેનાની સેનાધિપતિણીઓ.

**પ્રમદા :** જતી વસન્તની છાયાઓએ જાણે
અમૃતપુરને આંગણે રંઘોળી પૂરી.
અન્તરિક્ષે જાણે હૈયાગુફા ઉઘાડી,
ને ઢોળાય છે અદ્દશ્યના હૈયારંગો.

( અન્તરિક્ષનું હૈયું ઢોળાતું હોય કે પ્રમદાસુન્દરીના બોલનો પડઘો ઘેરમતો હોય એવો અન્તરિક્ષનો હૈયાટહુકાર ગાજે છે )

મ્હોરી-મ્હોરી આંબલિયા કેરી ડાળ રે !
એ રત આવી, ને રાજ ! આવજો !

**કાન્તિ :** પધારી એ જગત્‌ચેતના:
જાણે કાળબંસરીના બોલ !

પ્ર. ૬, પા. ૯૪

ઝીલે નીરે સારસ સરોવરપાળ રે !
એ રત આવી, ને રાજ ! આવજો !

**યશદેવી :** (મુખના મરકલડા કરતી ને નેણના નાચ નચાવતી)

રાજ ! સાંભળ્યું કે ?
ત્હમારી ઋતુ બેઠી.

(ઢોલક જેવી મેઘમન્દ્ર દિશાઓ બોલે છે.)

**રાજ :** પ્રારબ્ધના પડછન્દા પડયા.
સખીને સંભળાવો વસન્તનાં સ્તોત્રો.
કહોઃ સુન્દરીને માડવે પુરુષ પધારે છે,
આયુષ્યની એ ઋતુ બેઠી.

**પ્રમદા :** આજ તો ઉતરે છે એ ઋતુ.

**રાજ :** ના, ના. ઝીલે એને ચૈત્રે વસન્ત છે.

(સહિયરના બોલ સમો ગીતશબ્દ સમીપે આવે છે

કુંજે-કુંજે વાધા સજ્યા નવરંગ રે !
એ રત આવી, ને રાજ ! આવજો !
ચન્દ્ર હસી અજવાળે રજનીના અંગ રે !
એ રત આવી, ને રાજ ! આવજો !

(સાગરના જળઝુંડમાં આઘે કલ્હાક ટીટોડી બોલે છે)

**પ્રમદા :** પુરુષની વાડીએ સુન્દરી પધારે
ત્ય્હારે પગલે પગલે પુષ્પો ઉઘડે
રાજ ! કેટલાં ફૂલડા ઉઘડયા તુમ ઘેર ?

(આકાશમાંથી અમૃતના બે છાંટા વરસે છે. ઘટાને આંગણે પોંખંડીનો ટહુકો આવે છે.)

તેજ મધુર વરસે, ને વિશ્વ મંહી ન્હાય રે!
એ રત આવી, ને રાજ! આવજો!

(વનશ્યામ મેઘપડદો વીંધતા બે બગલા અન્તરિક્ષમાં ઉડતા જાય છે.)

**પ્રમદા:** મધ્યાહ્નને મધુરો છે આજ.

**યશોદેવી:** ઠાંગીલી છે આ મધુરપ;
ઓપેલી, ઉપટતી, ક્ષણભંગુર.
ઓપ ઉતરશે કે મધુરપ આથમશે.
લીલો પેલો વનનો મંડપ ઝોલા ખાય રે!
એ રત આવી, ને રાજ! આવજો!

**રાજ:** અન્ધકારની ડાળીઓ, ને પડછાયાની ઝાડીઓ,
ને પરપોટાનાં ઝુંડ ઝોલે ચ્હડયાં છે આજ;
જાણે પૃથ્વીની પાશવતા ઝોલે ચ્હડી!

(કાન્તિકુમારી સાગરપાળ ભણી જાય છે; જળકુંડોના છછળાટની પાર નિહાળતી ઉભે છે. પાંખડી દૃષ્ટિઆરામાં આવે છે.)

ઉભી ઉભી નિરખું છું વાટ, અલબેલ રે!
એ રત આવી, ને રાજ! આવજો!

**પ્રમદા:** એ ઉભાં વાટ જોતાં, પ્હેણે, સાગરતીરે.
જીંદગીભર વાટ જ જોશે કે શું?

**પાંખડી:** ફૂલડેથી લૂમી-ઝૂમી મ્હારી વેલ રે!
ફૂલડેથી લૂમી-ઝૂમી મ્હારી વેલ રે!
એ રત આવી, ને રાજ! આવજો!

(વાદળીઓના પાલવછેડલે રંગતોર ગૂંથાય છે.)

**પ્રમદા:** (સ્વગત) કાન્તિબાને અંગોઅંગ જાણે
ફૂલની મંજરીઓ મ્હોરી!

મ્હને-સૌને યે મોહ થાય છે એના રૂપના.
જાણે મૂર્તિમન્ત વસન્ત ઉભી !
કાલે વસન્તમન્દિરે ત્હમને પધરાવિયે તો ?

**રાજ :** પાંખડી ! આવું આવું ગાતાં
ફૂલડાં શીખવે છે કે પંખિડાં ?

**પાંખડી :** ફૂલડાં બોલે એ પાંખડી ગાય.
હ્યો, ફૂલ લેશો ?–ફૂલ પરણનાં ફૂલ.

(ફૂલપરણની બાળા સહુને ફૂલ વ્હેંચે છે, ફૂલડે વધાવે છે. મસ્તીખોરા મહેરામણને જોઈ જોઈ ને થાકેલી કાન્તિકુમારી અલસગમનાની ગતિએ ડોલતી સખીમંડળમાં પાછી આવે છે.)

**પ્રમદા :** શું જોઇ આવ્યાં જલધિના મહેલોમાં !
પાણીના પગથારે ભાગ્ય વાંચ્યાં ?
એની કાંઇકે મસ્તી જાગી હૈયામાં ?

**કાન્તિ :** તું છો ભાભી ! સદાયની મસ્તીખોરણ.
ગામમાં ગમતું નથી, સીમમાં ગોઠતું નથી.
ગમતું ઘડાવી દ્યો ભાભી !

**પ્રમદા :** ચાંદાને કહો ને સૂરજને કહો,
ગમતું ઘડાવી દેશે.

**કાન્તિ :** ચાંદો ને સૂરજ મ્હો સન્તાડી બેઠા છે.
બન્નેના ગ્રહણ થયા છે આજ.
પૃથ્વીને પડછાયા પહેરાવ્યા.

**પ્રમદા :** ત્હમારે તો એવું નથી થવાનું ને ?
રૂપજ્યોત તો સૂર્યજ્યોત સમોવડ છે.

(વાદળીનો કાળો પડછાયો આવી, પથરાઇ, ઉડી જાય છે.)

**પાંખડી :** બોલશો મા એવું;
પ્રકૃતિ પડઘા ઝીલશે.

રાજ : જગતના ઘૂઘટ તો જૂવો આ;
જાણે રતનજ્યોતના અછાબા ઢાળ્યા !
આજની વૈભવલક્ષ્મી ઓર છે.
માથે ગ્રહણના ચન્દરવા,
ક્ષિતિજે મેઘની ઝાલરો,
સન્મુખ સાગરનો ગાલીચો;
કૃષ્ણ ભગવાનનો રંગ
ઢોળાણો પૃથ્વીમાં જાણે !
—કુરૂક્ષેત્રના કાલોર્મિનો
રુદ્રરૂપે પૃથ્વિ જોગણી નાચે છે.
ગગનઘુમ્મટમાં અજવાળા સન્તાણાં છે.
યશ ! જવલ્લે જામે છે આવા જોગ.
ફલકે ઝીલી એ ભવની ભયાનકતા ?
દાડો તૂટશે આજ;
સરિતા સાગરમાં વહશે.

(યશદેવી ફલક સંકેલવા માટે છે. પુષ્કરાવર્તકની વાદળીઓ આભમાં ઉલસાય છે)

યશદેવી : એક જોગી હતા
દાડો તૂટતો જોવા સાગરે જતા,
સરિતાને સાગરમા ઢોળાતી નિરખી આનન્દતા.

રાજ : એ તો પરદમ્પતીના આલિંગન;
પરમ બ્રહ્મચારી જૂવે, કાં વ્યભિચારી.
—રેખાઓ ઝીલી હોય તો જઈએ.

યશદેવી : જઈએ.

પ્રમદા : ટમ–ટુંમ, ટમ–ટુંમ.;
    વર બોલે ટમ,
    તો વહુ બોલે ટુંમ.
    બેલડીએ બાંધેલાને આત્મવિકાસ શા ?
    લગ્ન એટલે શુ Three-legged race ?

રાજ : ના; ત્હારે તો લગ્ન એટલે
    શતપાયાળો કાનખજૂરો !

પ્રમદા : જાવ, જમણાની પાછળ
    ડાબો પાય ચાલ્યો જાણે!

રાજ : કોના કોના પાવલિયા
    બે દિશે ચાલતા દીઠા ?
    કે દમ્પતી બે દિશે ચાલે દુનિયાપન્થે ?
    દૂરબીન રાખો; દુનિયાં દેખજો મહીંથી.

(વિશ્વલીલાનુ મહાનાટક અવલોકતા અવલોકતા ચરાહેવી ને બહુરાજ જાય છે. દુનિયા જોવા દૂરબીન પાછળ સોંપતા જાય છે.)

કાન્તિ : રાજદમ્પતી ગયા, ભાભી !
    મ્હને યે જવા દે ને ?

પ્રમદા : પડછાયાથી બ્હી ગયાં ?
    સ્વાગ તો સિંહણના સજો છો !
    વિલાસકુંજોની ઝાંખી તો કરો,
    નવયુગમા નવી માડી છે અમે.
    નિર્બન્ધ સ્વતન્ત્રતાની જાણે વાડીઓ.

કાન્તિ ભાભીની વિલાસકુંજોને
    ભાઇ તો કહે છે 'કૌવચના વન'.

–એના વિનાનું ભર્યું જગત સૂનું છે મ્હારે,
કહારેક આવશે એ? ભાભી!
આલ જોતાં જોતાં આંખો યે સૂઝી આવી.

**પ્રમદા :** કોણ ક્યહારે આવશે? કાન્તિબ્હેન!

**કાન્તિ :** જાણુતલ પૂછ છ કે અજાણુતલ? ભાભી!

**પાંખડી :** ત્હમે અજાણ્યાં અમે જાણિયે રે. (પ્રાચીન)

(ગાતી ને નખરા કરતી નાચે છે.)

**પ્રમદા :** એને ન આવ્યે પૃથ્વી પુરુષસૂની થશે?
પરણોને આ પ્રાર્થતાને.

**કાન્તિ :** હા, ભાભી। હા;

આતમદેવ નહિ આવે તો
પૃથ્વી પુરુષસૂની રહેશે.
પ્રત્યેક સુન્દરીને એક છે પુરુષોત્તમ;
ને પ્રત્યેક પુરુષ કાજે એક છે
આતમરાણી સરજેલી સરજનહારે.
–ને આ તો છે માંસાહારી;
નાંખજે મ્હારા માંસનો ઢગલો એને.

**પાંખડી :** કાન્તિબા! કોની પૂછો છો ભાળ?
અમૃતપુરના અતિથિદેવની?

**કાન્તિ :** મ્હારા આતમના અતિથિની.

**પાંખડી :** ફૂલપરબે નવતરને નિરખો છો કોઇ?

**કાન્તિ :** પરબનાં પાણી તો પન્થીનો મેળો;
આવે, આવે, ને સહુ ઉડી જાય.

**પ્રમદા :** પન્થીમેળે જીવનપન્થી યે સાંપડે.

પાંખડીઃ હંસવર્ણાં વસ્ત્રપરિધાન,
 ને માથે જોગિયાનું છોગલું;
 નેણલે ન્હાળ્યા છે એમને ?
 જાણે સૂરજદેવ પૃથ્વીમાં ઉતર્યા.
 ( વીજળી વિશ્વને ઝાંખુ અજવાળે છે. )
કાન્તિ : એમને તો અમૃતપુરની આંખડીઓ
 અમીથી વધાવે છે.
 એ જ ને એ ?–નહીં હોય.
 ફૂલપરબેથી રોજ ફૂલ લઈ જાય છે;
 જાણે સોંયપડયા કિરણ વીણ્યાં !
પ્રમદા · કાન્તિઆને દર્શને આવે છે એ–
 ફૂલ લેવાનું તો મિષ છે.
કાન્તિ · તો શાપ ઉતર્યો ગેબનો,
 ને દૃષ્ટિનાં દૈવત ફૂટયાં.
 આવ્યાને આંખે ન ઓળખ્યો.
 આત્મા ભૂલ્યો આતમની ઓળખાણ.
 ન–ન ઓળખ્યો મ્હેં
 પ્રિયને મ્હારી ફૂલપરબે.
 ( મેઘપરબમાંથી અમીના બે છાંટાનું સરવડું વરસી જાય છે. )
 આંખને મેલ ચ્હડયા પૃથ્વીના.
 –પણ ઇન્દુ ઉરનો કુબેર ભંડારી હતો.
 ઇન્દુ હતો મ્હારો આત્માનો અમીર.
પાંખડી : પરલક્ષ્મીને માણનારા નથી આ.
 આત્મા છે એમનો આભઉદાર.
 હમણાં જોગનાં અમૃત પીએ છે.

**કાન્તિ :** સિદ્ધાર્થ કુમારે પીધું'તું સ્તો.,
    રાજકુમારે ભરી-ઇને પીધું'તું જોગીનું ખપ્પર.
    –હા! ઓળખ્યો યે નહિ
    આત્માના અતિથિને નયનઘાટે.
    એ તો દેવ છે–દેવ ધરતીખોળે.
    આનન્દ ભગત એમને દેવ કહે છે.

**પાંખડી :** એ–એ જ એ;
    જાણે મ્હોરેલો પારીજાતકનો છોડ.

**કાન્તિ :** આવો, આવો, અતિથિદેવ!
    આંખડીની અટારીએ પધારો.
    આંધીનાં અન્ધારાં ઉતર્યાં મ્હારાં.
    જગતમાં જઇને ઢૂંઢું એ પ્રેમજોગીને.
    –આવો, કે આયુષ્યની અમૂંઝણો ઉતરે.

અતિથિદેવ! આવો, ઉઘાડાં છે દ્વાર આજ.

મન્દિર અમારાં આ સ્નેહસુહાવેલ;
આવીને કાંઇ પાવન કરો, મહારાજ!
                    અતિથિદેવ!

પ્રેમજળે ઝીલે સુજન સકળ આ;
જૂવો ને જૂવો, જૂવો, જૂવે જગરાજ,
                    અતિથિદેવ!

હૈયાકટોરી ભરી પીજો ને પાજો;
રસિક હાજ વરસે જગે રસરાજ:
                    અતિથિદેવ!

( સાગરના ઘૂઘવાટ ગીતમાં સાદ પૂરે છે. )

પ્ર. ૬, પા. ૧૦૪

પ્રમદા : ત્હમે તો ઘરડાં જેવું બોલો છો.
સનાતનની થાંવ, સનાતની.

કાન્તિ : સૂર્યે સનાતન, ને ચન્દ્રે સનાતન મ્હારા;
યુગયુગથી અજવાળાં આપે છે જગતને.
આભને પ્રશ્ન પૂછો કે
નવા સૂરજ કેટલા સર્જાયા ?
સુધારકો સનાતનીઓને ઉપહાસે
એવા છે જગતના ઇતિહાસ ?
કોઈયે સંપ્રદાયમાં કેથોલીકોમાં હતાં
એથી પ્રોટેસ્ટન્ટોમાં લગ્ન ઉંચે પાટલે છે ?

પાંખડી : કાન્તિભા ! કોણ જગતસોહામણા ?
–ભદ્રભદ્રો ? કે ચાર્વાકો ?

પ્રમદા : આજ તો વીજળીનો યુગ છે–વીજળીનો.
સૂર્યનો યુગ તો વેદવારે આથમ્યો.

પાંખડી : જો જો, અડતાં બાળે નહિ હો !

કાન્તિ : જગતે અંધારાં ઉતરે, અહો જોગી રે !
સતી-સતી સંસારની પાળ, અમર ! ઉરજોગી રે'!
ઉચરૂં છું ઉરના ઓરતા, અહો જોગી રે !
મુજને મ્હેલી અન્તરિયાળ, અમર ! ઉરજોગી રે !
પ્રણિપતો કરૂં છું, વિશ્વસત્ત્વો !
સુણજો મ્હારા આત્માની આરત,
ને કહેજો મ્હારા સ્નેહજોગીને.
સંસાર તો નિષ્ઠુર નીવડ્યો;
પ્રણયી યે પરહરશે મ્હને ?

પાંખડી : નિત્યનિત્યે દર્શને આવે છે
એને માથે પરહર્યાના આળ ?

કાન્તિ : ઉર આઘાં એ કનેનાં યે આઘાં.

(સાગરનૂપવાટો દસ ભણી ધૂપવે છે.)

પડિયા અનન્તના અન્તરા, અહો જોગી રે !
વચ્ચે ઉતરિયા આકાશ, અમર ! ઉરજોગી રે !
ફૂટી પડજો પેલો સૂર્ય, જો ! અહો જોગી રે !
એવી ભાગી મ્હારી ય આશ, અમર ! ઉરજોગી રે !

પ્રમદા : પેલી અમારી વિલાસકુંજે.
મંહી વિલાસપગલીઓ પાડશો ?
આજ તો લઈ-ઈ જ જવા છે.

કાન્તિ : આત્માના અતિથિ ત્ય્હાં મળશે ?

પ્રમદા : આતમના નહિ જડે તો ત્ય્હાં
દેહના અતિથિ શિલાઓમાં સાંપડશે.

કાન્તિ : ભાભી ! હું દેહભૂખી નથી,
હું આતમભૂખી છું.
મ્હેં નથી દીઠો એ મારગ, ભાભી !

વાજે ઉરની વાંસળી, અહો જોગી રે!
વ્રુ છે નિતનો દૂર-અદૂર અમર! ઉરભોગી રે!

( નેત્રપલ્લવી સમો વીજળીઓનો પલપલાટ થાય છે )

**પાંખડી** : કાન્તિબા! આભને ન્હોતરો છો?

**કાન્તિ** : ના, આભ નીચો છે મ્હારે
વીજળીની હસલી પલાણી
આભઓળંગતા દેવને નોતરૂં છું.

**અમદા** નિરખી નહિ વીજની નેત્રપલ્લવી પેલી?
દીઠા નહિ નયનોના રસન્હોતરા સન્મુખના?

( દેવના દુંદુભી ગાજે એવી પાખડી ગાજે છે )

**પાંખડી** · નેણકટારીથી મા રમશો, અમદા ભાભી!
કંઇ-કંઇના કાળજ કપાયા છે એથી
મા રમશો, મા રમશો, મા રમશો,
કારમી એ કટાર
હૈયાના વ્હેણ વ્હેરે,
સ્નેહીના નેણ ભેરે,
ફૂલડામાં ભરગે અહો! શોણિતના સભાર
એ કટાર
મા રમશો, મા અડશો, મા સજશો,
ડંખીલી એ કટાર
અપ્સરાઓનાં નયનશર ગૂંથી
તીરછી ઘડી છે એ કટાક્ષોની કગાર

( ભયંકર વીજળીઓ ચમકે છે, મેઘ પાખો ફફડાવે છે )

આત્મોદ્ધારને ખંડિત કરશે,
મુગટોને છેદે છે આટલી એ કટાર.

મા રમશો, મા રમશો, મા રમશો,
કારમી એ કટાર.

નેણુલાંની કટાર નિર્મળી કોક હોય.

**પ્રમદા :** જા, જા, ચબાવલી!
બહુબોલકી થઇ છે–જાણી;
જાણે ગ્રામોફોન બોલ્યુ!

**પાંખડી :** આ ચાલી, પ્રમદાબા!
દેવના આશ્રમે દાનવવાતો ન હોય.
મ્હને ઉગારી'તી અંહીથી બાળા જોગીએ.
જીવાળી શાં જતન કરજો કાન્તિબાનાં.

**પ્રમદા :** નિર્બન્ધ સ્વતન્ત્રતા અમારાં જતન કરશે.
( ફૂલછાબમાના ફૂલડા ઢોળી નાખીને પાખડી સાગરતટમા જાય છે. સાગરતરગો ગર્જના કરતા ઘૂમાઘૂમે ન્હડે છે )

**કાન્તિ :** ભાભી! આત્માનો દીવડો સંકોર છુ;
પણુ સોહાગણુની શગ સળગી ગઈ.

ઘડી ઘડી દીવડો સંકોરતી, અહો જોગી રે!
મ્હારી ખૂટે ન માઝમ રાત, અમર ' ઉરભોગી રે '
પ્રેમપરબે લઇ આવજે, અહો જોગી રે!
ત્હારી જોગી–જતીની જમાત, અમર ' ઉરભોગી રે '
ત્હારી જોગી–જતીની જમાત—
( ઘૂંઘળાઓહાગી કેશાવલિ સમો મેઘાડંબર ગોરંભાય છે. )

**પ્રમદા :** કાન્તિબા! જૂવો વિલાસકુંજોમાં;
એ મણિઓ ઝબકે છે ત્ય્હાં.

**કાન્તિ :** ક્ય્હાં ?–હા; એ તો છે વાઘની આંખો;
માંસભૂખી ને અંગારાઝરતી.

પ્રેમપ ખિણીના મારગ નથી એ
મ્હારો મારગ છે શિખરનો.

પ્રમદા . લ્યો, નિરખો દૂરબીનમાંથી.
અડધેરોક સૂર્ય ઉજળો છે
ને અડધેરોક છે અન્ધારો.

( કાન્તિકુમારીને દૂરબીન આપે છે દૂરબીનમાંથી અનિમિષ નેને કાન્તિકુમારી વિશ્વમડળને નિરખી પછી અમૃતપુરની શિખરઝાડીઓમાની આતમશુક્રા શી હરિયાળીને શોધે છે અન્તરિક્ષમા આંધી મ્હડે છે )

કાન્તિ મેઘની અન્ધારી ઝાલરો લટકે છે,
દૂરબીન દેખતું નથી એ વીંધીને
ઘડીક હુ ઘેલી થઈ છુ, ભાભી !
There is a shadow on my soul
Am out of tune with the Universe
I feel as if I were
Dancing on volcanoes
–હમારા દૂરબીને મણમણના,
–લક્કડબન્ધૂકોના જેવા
મ્હને તો એક નિરખાયું
ને મ્હણે, પેલુ જોગિયાનું છોગલુ
નીચે નહીં, ઉંચે, શિખરમાર્ગે,
ત્ય્હા છે મ્હારો પ્રેમદેવ ને પ્રેમકેડીઃ

ઉતારે છે. હવામાંથી બાણ વાગ્યા સમુ કાન્તિકુમારીને લ્હા થાય છે. કુમારી પાછી વળે છે, પગલુંક પાછુ ભરે છે. એવે, બ્રહ્માંડ જાણે ભાગી પડતુ હોય એવો, એક કાટકો થાય છે, વીજળી પડે છે, સમસ્ત વિશ્વના વિષ વરસે છે.

મ્હેલાતના મોજાંઓ પછડાઇ ભાગે છે, મેઘાડંબરનો ઘટાટોપ ફાટે છે, વિશ્વશિખરે ખગ્રાસગ્રહણ ઝઝૂમી રહે છે.

પંખિણીની પાંખે ઉડતી સાગરતટમાંથી પાંખડી આવે છે ધૂમ્રવાદળ શો ડગમગતો, કાજળકાળો, વજ્રછાટ સમો એક પડછાયો ઝુંડમાં જાય છે. જાણે ભૂતાવળનો મહારાજ ચાલ્યો ! )

**પાંખડી** : ધાવ રે ! પુણ્યના પાણીએ.
વીજળી પડી, પાંખો જળી ગઇ.

( ઝંઝાવાત એ વિશ્વપોકાર ઝીલતો ને સાગરમાં ઢોળતો અમૃતપુર ત્હારે ઘડીક પ્રલયમેઘમાં ઘેરાણુ પડયુ ભાસતુ )



## પ્રવેશ ૭ મો; ઓંકારનાથને વસન્તમન્દિરે

( ભગવાનટેકરી આજ હિલોળા ખાય છે.

શાલીવાહનની શકવર્તી તિથિ આજ ઉગી છે, આજ ચૈત્રી પડવો છે. વસન્તમન્દિરે ઓંકારનાથની આજ પ્રાણપ્રતિષ્ઠા છે. અમૃતપુર ઝોલે ચ્હડ્યું છે, ભગવાનટેકરીને ઝોલે ચ્હડાવી છે.

મારગે પરબો બેઠી છે—પાણીની પરબો, બીલીપત્રોની પરબો, ફૂલપરબો. ચોકમાં ભજનમંડળીઓ બેઠી છે. બ્રાહ્મણો બ્રહ્મજાપ જપે છે, લ્હેરીઓના ઝૂથ લ્હેરની હેલમાં ઉછાળતા ઘુમે છે. સંસારની ખાખ ચોળેલા ખાખીઓ, હસ્તિટોળા સમા, ભસ્મરેણુ ઉછાળે છે. )

**પાંખડી**: મન્દિર દ્યો, દેવ ! મન્દિર દ્યો,

**બાલસંઘ**: મન્દિર દ્યો, દેવ ! મન્દિર દ્યો

( પાંખડીને પગલે પગલે ચાલતો દેવના આશ્રમનો બાલસંઘ ભગવાનટેકરીએ ચ્હડે છે. વસન્તમન્દિરના ચોકમાંથી પાંખડીની ગીતધારા લોકસંઘને વધાવે છે. )

જાણે સૂરજ ફૂલડે ઉગ્યો !
न हन्यते हन्यमाने शरीरे;
દેવ ! વાંચ્યુ પગથારમૂળમાં ?
શું એ ? દેવ ! શું હશે એ ?
પુષ્પ, મન્દિર, ધર્મ, સંસાર,
આત્મા, કે પરમાત્મા ?
તો શરીર સરજો છો શાને ?

**યશદેવી** : અધૂરૂં એ અન્ધારાનું.
એવું અધૂરૂં લોક શાને લખતા હશે ?

**દેવ** : અધ્યાહાર પૂરતા પૂરનારને પારખવાને.

**રાજ** : એ તો છે જગતૃઇતિહાસ કે
મૂર્તિઓ નન્દવ્યે મૂર્તિપૂજા મરતી નથી.

( વાતો કરતા સહુ મન્દિરદ્વારના પગથિયા ચ્હડે છે. )

**યશદેવી** : વસન્ત ! સુખદ્વારનો મુદ્રાલેખ વાંચ્યો ?
ऋतूनां कुसुमाकर..
આયુષ્યની ઋતુ વસન્ત છે.

( સહુ મન્દિરદ્વારમા પ્રવેશે છે. )

## મન્દિરનો ચોક

( કદળીસ્થ ભોમા, આરમસ્થ ભોમ, આસોપાલવના તોરણોમા, ફૂલમ-ડળીમા ગાતી ગાતી પાંખડી ધૂમે છે, ફૂલપરમના ફૂલડા વ્હેંચે છે, )

**પાંખડી** . ઉધ્યાના અરુણુદદામા, હો દેવ ! મન્દિર દ્યો,
જગતના થાકના વિસામા, હો દેવ ! મન્દિર દ્યો.

( પ્રમદાસુન્દરી ને કાચન ટહેલતા ટહેલતા આવે છે. )

**વસન્ત** : આવવું, ને ભાભી આમ ન હોય.
જાવ, દર્શન કરી આવો.

અ. ૭, પા. ૧૧૪

પ્રમદા : શું ? પત્થરની પૂજા ?
વસન્ત : ના, ઓંકારનાથની પૂજા.
  ક્‌હારેક ક્‌હારેક પત્થરે ફૂલડે ફોળે છે.
  પત્થરમાં પ્રભુ નથી દીઠા ?
યશોદેવી : ભાભી ! કમળવેલની પાંદડી
  કાને પ્‍હેરી છે કે શું ?
  મુખ તો જાણે આઠમનો ચન્દ્રમા !
  ભટલી શોભે છે એ મેઘપગલી.
કાંચન : ( હસતા હસતા ) એ તો કાળા કોડ નીકળ્યા છે.
પ્રમદા : ના, ના કાલે વીજળી પડી તે
  કાન્તિબા કરમાયાં ને હું સ્‍હોરાઇ.
  એક ગાલ કાળો થયો
  ત્‍હેનો છે શામળો પડછાયો.
વસન્ત : સાંભળ્યું ભાભી ! એ.
  અમૃતપુરે દેવકોપ ઉતર્યો.
પ્રમદા : કાન્તિબા તરસ્યાં હતાં;
  ને મ્‍હેં તો પરિતપ્યાં એમને.
  આજનુ નારીજગત તરસે મરે છે.
કાંચન : પ્રમદાબા કદરૂપાં થયા.
  લોકવાયકા કહે છે કે
  વિલાસકુંજે જાય તે કદરૂપાં થાય;
  એમને કૌવચ વળગે.
યશોદેવી : કાન્તિબાને જોઇને જ આવ્યાં અમે
  દેહજ્યોત એની એ જ ઝગમગે છે.
  મનોમૂર્છામાં છે હજી.

પણ એ તો છે અમરવેલડી.
એનાં પુણ્ય પાપને જીતશે.
**કાંચન** : જાણે પૂર્ણિમાની ચન્દની ઢોળાઇ ગઇ,
જાણે અમૃતપુરની આભા આથમી.
**વસન્ત** : કાલ ઉગશે ને ઉઠશે મૂર્છામાથી.
અમૃતને તે મૃત્યુ શા ?
પૃથ્વીમાંથી સૌન્દર્ય આથમે
તો કાન્તિબા આથમે.
કાન્તિ તો અમર છે મૃત્યુલોકમા.
**યશદેવી** : રાજ ! આનન્દ ભગતે તો જાણે
હરિના ફૂવારા ઉડાવ્યા, હો !
કબીર નાનક રામદાસ સૂરદાસ
નરસિંહ મીરાં ગૌરાંગ તુલસીદાસનું
પ્રેમભક્તિનુ આંબાવાડિયુ જાણે માંડયુ,
ને મહીં મોરલા બોલાવ્યા.
**વસન્ત** : ( એક ગોખ દાખવીને )
રાજ ! આ કઇ પ્રેમમૂર્તિઓ ?
**રાજ** : એ નવપંચાયતન મૂર્તિ.
બે છે શીલસદાચારના સ્થલ;
એક છે આર્દ્રહૃદય માનવબન્ધુ;
ને એક છે વિશ્વઉદાર પ્રાણીબાન્ધવ;
ને કુળકુળના કુળદેવતા,
ગૃહસ્થાશ્રમના મુગટમણિ
મધ્યે છે દામ્પત્યનાથ દેવદમ્પતી.

પ્ર. ૭, પા. ૧૧૬

પ્રમદા :'પણ એ છે કોણ-કોણ ?
    પથરાં તે બોધતા હશે કાંઈ ?
રાજ : શેરીમાના Statues ત્હમને પ્રબોધે,
    મન્દિરમાના Statues ત્હમારે મુગા
    એ પાષાણમૂર્તિઓ નથી,
    ધાર્મિકતાના એ શાશ્વત ગ્રન્થો છે,
    માનવવંશના દેવભાવના ઇતિહાસ છે,
    દેવયાન માર્ગના મન્ત્રોચ્ચાર છે.
    એ લિપિ વાચતા આવડે તો વાંચો.
પ્રમદા : પત્થરને જીભ નથી-મુગા છે,
    ને રઢિયાળા રાજ ગ્ઢે ચ્હડયા છે
    આ કિયા દેવાશીઓ ? રાજ !
રાજ આજ તો પાષાણો યે સહસ્ર જીહ્વાએ-
    Electrones ની જીભે ઉચ્ચારે છે·
    કાન હોય તે સાંભળે
    અને આ તો છે ઇતિહાસપંચાયતન,
    વિશ્વધર્મના સનાતન ધર્મધુરન્ધરો.
    વિષપ્યાલો મુખડે માંડે છે એ,
    મીરાબાઇના સગ્ગા ભાઈ,
    શ્વેતકીર્તિ સાધુશિરોમણિ સોક્રેટિસ.
    સૂર્યકિરણોના કિરીટધારી છે તે
    પુણ્યપાપના જ્યોતિર્ધર,
    ઉલમન્દના દેવતેજસ્વી પયગમ્બર ઝરથુસ્ત્ર.
    કાંટાના મુગટવન્તો શોભે છે એ
    સાધુમૂર્તિ દેવવર્ચસ્વી પ્રભુપુત્ર

વધસ્થંભસોહામણો ઇશુ ખ્રીસ્ત. .
પદ્માસને સૌમ્યમૂર્તિ વિરાજે છે એ
અશેષ ભૂતસંઘનું બન્ધુત્વ બોધનાર
દયાઘન ભગવાન બુદ્ધદેવ.
ને વચ્ચે છે પૃથ્વીપાવન દામ્પત્યબેલડી;
નરનારના બે અર્ધાંગનું દ્વૈતાદ્વૈત રચતા
સંસારતીર્થના પારસમણિઓ,
સૂર્યવંશી જનનીજનક સીતારામ;
જાણે મૂર્તિમન્ત ગૃહસ્થાશ્રમ
આ જનકદેવ; આ શુકરંભા; આ નૈમિષારણ્ય.
એ પાષાણોમાં ધર્મશાસ્ત્રો છે,
મહામાનવતાના દેવાશી ઇતિહાસ છે.
અક્ષર આછોતરા મા વાંચો;
લોકસંઘ પાષાણોને નથી પૂજતો,
પાષાણશાયી કાળબ્રહ્મને પૂજે છે.
પાંખડી : વાગ્યાના વઢ્રને રૂઝાવા હો દેવ ! મન્દિર ઘો,
વિષની ઉતારપ્યાલી પાવા હો દેવ ! મન્દિર ઘો.
યશદેવી : વસન્ત ! વાંચ એક શ્લોકમાં
અઢારે પુરાણોનો સારસર્વસ્વ.
✓ अष्टादशपुराणानां सारं सारं समुद्धरेत्.
परोपकारः पुण्याय, पापाय परपीडनम्.
વસન્ત : મન્દિરતોરણનો શણગાર સ્તો જાણે !
પ્રમદા : યુગયુગથી એ સાંભળીને અમે થાકયાં.
રાજ : યુગયુગથી ઉગતા સૂર્યચન્દ્ર નિરખીને યે
ત્હમે તો થાકી જશો, ભાભી !

પ્રમદા : કવિતા એટલે કલ્પનાનાં જુઠ્ઠાણાં,
ને ધર્મ એટલે ઢોંગીઓનાં ધતીંગ.
અને પ્રેમભકિત એટલે
હૈયાના ધૂમાડાના બાચકા;
મીલની ચીમનીઓના ધૂમાડા જેવા.
જીવનની મઝાઓની માણ એમાં શી ?
રાજ : કવિતા એટલે માનવચન્દની ચન્દની;
ને પ્રેમભક્તિ એટલે આત્મસૂર્યની ઉષા.
ચન્દનીમાં ન્હાયાં છો ને ?
ઉષાપાંખે બેઠાં છો ને !
ન્હોતાં એ આયુષ્યનાં આનન્દપર્વો ?
કવિતાશૂન્યો પાંખકાપ્યાં પંખિડાં છે,
પ્રેમભક્તિશૂન્યો દેવકીકીટ્યાં કોગળાં છે.
વસન્તધર્મ એટલે પવિત્રીછાંટયો આનન્દમાર્ગ.
शुद्धं अपापविद्धं
आनन्दरूपं अमृतम्
શ્રુતિ ભગવતી ઉચ્ચારે છે એને.
અદૃશ્ય પાંખડી : આત્માની ઉંડી અભિલાષા, હો દેવ ! મન્દિર દ્યોઃ
અણપૂરી એક પૂરો આશા, હો દેવ ! મન્દિર દ્યો.
કાંચન : અને આ સોનાવલ્ શું ? રાજ !

( સહુ ઘુમ્મટમાં જાય છે.

આચાર્યપદે દેવ ઉભા છે યજમાનપદે ઇન્દુકુમાર ઉભા છે; ભવની ભવાની સમી ભવ્યકાન્તિ, પ્રકૃતિપ્રતિમા સરિખડી, પડખે નેપાળી જોગણ ઉભી છે. ફરતા લોકસંઘના મોજા ઉછળે છે.

શંખનાદ થાય છે, ઘટા રણકે છે, ઝાલર બોલે છે, ભેરી વાગે છે, દુદુભી ગાજે છે; જાણે બ્રહ્માંડનો સત્ત્વોએ મહાશબ્દ કીધો ! એ સઘોષપણાને પે ફૂંઆડતો બ્રહ્મઘોષ મન્દિરઘુમ્મટ ને ગગનઘુમ્મટ ભરતો ગોરભાય છે. )

तनूपा अग्नेऽसि, तन्व मे पाहि;
आयुर्दा अग्नेऽसि, आयुर्मे देहि,
वर्चोदा अग्नेऽसि, वर्चो मे देहि.
अग्ने ! यन्मे ऊनं, तन्मऽ आपृण.

નેપાળી જોગણ : અગ્નિની પાંખે દેવ ! આવો;
વસન્તની સાખે દેવ ! આવો.
ઓંકારનાથ ! વસન્તમન્દિરિયે પધારો.
તરસ્યા લોકસંઘને દેવપ્રેરણા પાવ.

( પૂર્ણાહુતિના પડછન્દા પૂરા થાય છે. ઉડતા કિરણો જેવા વિશ્વવિચરતા મહાશબ્દ ધીમે ધીમે વિરામે છે. પાટ નીચેથી જોગણ અંચળો કહાડે છે.)

બ્રહ્મચાર ! ઇન્દુકુમાર ! પધારો.
કુમાર મટી દેવ થાવ.
વસન્તમન્દિરના મહન્ત !
ઓંકારનાથના અધિકારી !
ઓઢો આ મઠાધીશનો અંચળો.

પ્ર. ૭, પા. ૧૨૨

( જોગણ દેવમન્દિરના પુણ્યોદક આણવાને જાય છે. લોકમેદનીમાંથી સોલ્લાસ એક શબ્દ ગાજે છે. )

'અમરનાથ આવ્યો !

( લોકમેદની એ શબ્દ ઝીલી લે છે, ને આકાશ ભરી ઉછાળે છે.)

અમૃતપુરનો અમરનાથ આવ્યો.

આરતી અખડ હોત સન્તનકે ઉરમેં.

( એ ધૂન રટતા રટતા આનન્દ ભગત લોકમેદનીમાંથી નીસરે છે; અમરનાથના પાય ઝાલીને પ્રેમચુંબનો અર્પતા બેસી જાય છે, ચરણરેણુ લઈ નયને છાટે છે. )

ઇન્દુદેવ : હં-અં, હં-અં, આનન્દ ભગત !
અમૃતપુરના ત્હમે દેવ છો.
મ્હને કાં પાપમાં પાડો આમ ?

આનન્દ ભગત : મ્હારો અમરનાથ આવ્યો, ભા !
મ્હારે મેહુલો દૂધડે વરસ્યો.
અખંડ આરતી ઉતારતો ત્હારી.
આ આંખે જોવાને હું જીવ્યો.
તું ત્હારૂં સંભાળી લે, ભા !
કે બોરીંગ મટી હું માણસ થાઉં.

( કાળના કૌતુક જોતી લોકમેદની ઉભી છે. )

દેવ : ત્હમે કોણ ? આનન્દ ભગત !

આનન્દ ભગત : હું તો બોરીંગ છું-બોરીંગ;
ભગવાન ટેકરીનાં બોયશંઓનો બોરીંગ.
જગન્નાથ શેઠના પુત્ર આ અમરનાથ;
એમનું ગુલામણાનું નામ ઇન્દુકુમાર;

ને જગન્નાથ શેઠનો મુનીમ હું જીવણદાસ.
ધન્ય ભાગ્ય મ્હારાં કે
જીવતો રહ્યો છું આ જોવાને.
—ત્હારા ચરૂઓ તું સંભાળી લે, બાપલા!
બહુ કીધાં જતન મ્હેં જીવથી.
પ્રીતમ દરિયામાં ડૂબ્યા પછી
મ્હારા ચરૂનું મ્હેં મન્દિર બન્ધાવ્યું.
દુનિયાં ભાગ્યનો ખેલ છે—ખેલ.

**પાંખડી :** આથમશે ને અમે જાશું, હો દેવ! મન્દિર દ્યો;
નાથને નેહ ક્ય્હારે ન્હાશું? હો દેવ! મન્દિર દ્યો.

( અમૃતપુરના મારગેથી ભગવાન ટેકરીએ ચ્હડતું વિલાસનું નવવસન્તનું સુમંગીત સંભળાય છે. વસન્તસેના એ ઝીલતી પાછળ આવે છે. જાણે મોરલાની કળા. )

હાં રે જુગ જાગે, રે જુગ જાગે!
હાં રે નવવસન્ત કેરી વાંસલડી વાગે;
રે જુગ જાગે!

હાં રે ધર્યા ધરતીએ વસન્તરંગ નવલા,
હાં રે નયનનયને ઉગ્યા વસન્તફૂલડાં:
રે જુગ જાગે!

હાં રે આંબે-આંબે એ મંજરીઓ મ્હોરી;
હાં રે યુગવસન્ત કેરી ફોરમો રહી ફોરી:
રે જુગ જાગે!

હાં રે તેજઝારીઓ લઈ દેવદેવી આવે,
હાં રે મંજીવનની વસન્તિકા વધાવે:
રે જુગ જાગે!

પ્રે. ૭, પા. ૧૨૪

હા રે, સૌ સોહાગિયા વસન્ત સમા જીવજો !
હા રે જગતલોક ! આ વસન્તજુગ જીવજો
રે જુગ જાગે !
હા રે જુગ જાગે, રે જુગ જાગે !

આનન્દ ભગત . આવી જુગને જગાડણહારી.
આવ, બાપલા ! આવ.
દુનિયાના દુઃખે જુગ જાગે છે

વિલાસ : सत्यमेव जयते.

વસન્તસેના : सत्यमेव जयते, नाऽनृतम्.

( મોગરાની પાંદડી સમું વિલાસનું પોપચું ફરકે છે ધીરે ધીરે ચન્દ્રબીંબ શી આંખો ઠરાવીને )

વિલાસ : મ્હારા પ્રીતમને કોણ સંભારે છે ?

આનન્દભગત : ત્હારાથી યે અભાગિયો એનો બાપ.
ત્હારી વંશવેલ અખંડ છે, બાલા !
પ્રીતમ જતે મ્હારે તો સત્યાનાશ વળ્યું

પ્રીતમને ઉગારતાં અમરનાથ ડૂબત,
એકને તાર્યો સાગરમોજમાંથી;
એક ડૂબ્યો ભાગ્યનાં વમળોમાં.
આરતી અખંડ હોત સન્તનકે ઉરમેં.

(આનન્દ ભગત આનન્દતા આનન્દતા નાચે છે. આવે એક મન્દિરસ્થંભને અઢેળીને ઉભી ઉભી પ્રમદા સુન્દરી સાંભળતી ને યુગના પડદા ઉપડતા પેખતી હતી તે સ્વગત)

**પ્રમદા :** ભવની ભૂલો મ્હેં કીધી.
કાન્તિકુમારીને મોતીઓથી મઢત.
પણ જડ આંખે ન ઓળખ્યો કે
ઈન્દુકુમાર એ જ અમરનાથ.
વિલાસની પ્હેલાં પ્રીતમદાસે
મ્હને ન્હોતરી'તી વિલાસકુંજે.
ન ગઇ; ભવની એ બીજી ભૂલ.
રૂપગર્વિલીનો એ રૂપગર્વ.
આજ મોનાહિન્ડોળે હીંચકતી હોત.
જીંદગીભર છેતર્યાં સહુને,
ને મંહી હું યે છેતરાઈ સદા.
ભવ એટલે ભૂલોની નીસરણી.

**આનન્દભગત :** વિલાસ ! કાલે વીજળી પડી
ત્હારે વીજસ્નાન ત્હેં કીધું'તું ?

**વિલાસ :** હા; કાલે બપોરે હું તો
સાગરમાં ન્હાઇ ને વીજળીમાં યે ન્હાઈ.
પ્રીતમની પ્રીતમાં જાણે ન્હાતી'તી !

પ્ર. ૭, પા.. ૧૨૬

**આનન્દભગત** . ચીજવાળામા શુદ્ધ થયેલી
હવે તું સંસારિણી વિલાસ નહી;
તુ સંન્યાસિણી, તું આનન્દિની,
વસન્તમન્દિરે માજીની તુ પ્હેલ્લી પુત્રી

**આનન્દિની** આનન્દચૌદશની ગત્રીએ, સૌભાગ્યનાથ !
લખિયા'તા લેખ વિધાત્રીએ, સૌભાગ્યનાથ !
આનન્દચૌદશે આનન્દ માણ્યા'તા;
આજ વિલાસે વૈરાગ્યપ્યાલો પીધો
આજ વિલાસ મરી ગઇ,
ને આનન્દિની જન્મી આજ

**નેપાળી જોગણુ** : ( સૌને ઓંકારનાથના પુન્યોદ્ધ છાટની મન્દિ ભીતરમાથી આવીને )
કા ? શુ છે ? આનન્દ ભગત !
શેનો જામ્યો છે સન્તોનો સમૈયો ?

**આનન્દભગત** : આતમની ઓળખાણું, ભા !
એક જુગમા ચાર જુગ જેવી,
કુંડાળારોક એક ભવમાની
ચાર ચાગ ભવની વાતો
આજ તો ભવની ભૂતાવળ જાગે છે

**પાંખડી** દુનિયામા દેવ એક દીઠા હો દેવ ! મન્દિર ઘો,
દુનિયાના દેવ મ્હારે મીઠા, હો દેવ ! મન્દિર ઘો

( સમસ્ત વિશ્વનો શબ્દ બોલતો હોય એવો મિતિજ પાછળથી સાગર શબ્દ થાય છે )

**નેપાળી જોગણુ** વસન્ત ! ગવરાવીશને ત્હારે
સાગરનું ને સંસારસાગરનું ગીત ?

**રાજ** : સાગર અખંડ સન્દેશા સંભળાવે છે;
પણ જગતને નવરાશ છે ક્ય્હાં
એ સાગરસન્દેશ સાંભળવાને ?

**વસન્ત** :આશ્રમોનો મહેરામણ છે ગૃહસ્થાશ્રમ;
એ મહેરામણ તરેલી મહેરામણરાણી
યશદેવી ગવરાવશે સાગરનું ગીત.

**નેપાળી જોગણ** : એ કોયલો બોલશે ત્ય્હારે વસન્તમન્દિરે.

( વસન્ત ને યશદેવી સાગરગીત ગવરાવે છે; ઉત્સવઉમંગી સહિયરો ઝીલે છે. )

ઝરમર ઝાંઝરી અભિરામ
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ. ધ્રુવપદ.

વનમાં ઘડી મર્મર સમીરણના,
ઉપવનમાં સ્ફુરણો પરિમળનાં;
કોકિલ મયૂરો આમ્રકુજનાં
ટહુકે ગીત રસધામ:
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ.
શંખ પૂરી ઝંઝાનીલ બાજે,
સરિતે પૂરની નૌબત ગાજે;
મેઘદુંદુભી ગગને છાજે.
ઘડીના એ સૂરગ્રામ,
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ.
મદભર ડગમગ વહે તારલિયા,
નિતનિત નવલું રમે ચાંદલિયા;
ધરી પહાડમુગટ રવિ ઢળિયા
પી જળગીતના જામ–

પ્ર. ૭, પ્રા. ૨૨૮

નિધિ ! તુજ પી જળગીતના નામ;
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ.
અકળ ગહનતા ભણતી લહરીઓ,
અનન્તતાની અખૂટ ઉર્મિઓ;
તુજ જળ કંઇ પીરાં ગર્જે હો !
પ્રકૃતિમન્ત્રના સામ;
ત્હારી ઝમકે નિધિ !' અવિરામ.
ચંપકવર્ણી ઉષા પધારે,
ચન્દનીચીર નિજ રજની સમારે;
દેવ-મનુજ તુજ આરે આરે
સુણે શ્યામનાં નામ—
સદા યે સુણે શ્યામનાં નામ;
ત્હારી ઝમકે નિધિ ! અવિરામ.
ઝરમર ઝાંઝરી અભિરામ

પ્ર. ૭, પા. ૧૩૦

ભારતનો કલ્યાણસન્દેશ
જગતને હવે સમજાવજો.
સન્તો ! જુગ જાગે છે.
જગતના ચોકમાં જઇ ઉચ્ચારો
શિક્ષાવલ્લીનાં એ સનાતન સૂત્રો.

सत्यं वद, धर्मं चर.
स्वाध्यायात् मा प्रमद..
आचार्याय प्रियं धनमाहृत्य
प्रजातन्तु मा व्यवच्छेत्सी.
सत्यात् न प्रमदितव्यम;
धर्मात् न प्रमदितव्यम्;
कुशलात् न प्रमदितव्यम्;
भूत्यै न प्रमदितव्यम;
देवपितृकार्याभ्यां न प्रमदितव्यम.
मातृदेवो भव, पितृदेवो भव,
आचार्यदेवो भव, अतिथिदेवो भव.
यानि अनवद्यानि कर्माणि,
तानि सेवितव्यानि, नो इतराणि;
यानि अस्माकं सुचरितानि,
तानि त्वयोपास्यानि. नो इतराणि.

ઘરઘરમાં વસન્ત પાંગરાવજો !
માનવીની માનવતા મ્હોરાવજો !

ચાંખડી : અવનીમાં મન્દિર મોંઘાં, હો દેવ! મન્દિર દો;
પ્રભુજીનાં મન્દિર સોંઘાં, હો દેવ ! મન્દિર દો.
( ગગનની સેંથીમા સૂર્ય આવે છે. મધ્યાહ્નડંકો વાગે છે. )

ઇન્દુદેવ : માજી ! પ્રાણપ્રતિષ્ઠા આહ્વાનશો વસન્તમન્દિરે ?

નેપાળી જોગણ : હા; મુહૂર્ત ઉગ્યું; મધ્યાહ્નડંકો વાગ્યો.
ભગવાને ઉચ્ચાર્યો છે મનુવંશ માટે
પરમ ઉદાર ધર્મમન્ત્ર; પાળજો એ.

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति,
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम्.

ધર્મ એટલે આકાશ સમી ઉદારતા,
ને મન્દિર એટલે વિશ્વસમન્વય;
વસન્તધર્મમાં એ મહાસત્ય પ્રગટજો !
સૌ અવતારો ઓંકારનાથમાં ઉતરજો,
સૌ સંપ્રદાયો વસન્તમન્દિરે સમાજો !
ઉપનિષત્‌યુગ સજીવન થાવ !
ઓંકારનાથની એ પ્રાણપ્રતિષ્ઠા.
સન્તો ! વસન્ત એટલે નવસંજીવન;
ને વસન્તમન્દિર છે નવસંજીવનની પૂજા.
ગાવ, આરતી ગાવ ઓંકારનાથની.
જગતનો એ છે ઉદ્ધારમન્ત્રઃ
Evolution ને ઉપનિષદ.
( તડકામા જેમ આવે છે, ધુમ્મટમા અજવાળા થાય છે, યજ્ઞજ્વાળાઓ સૂર્યની શિખાઓ સમી ઉઠી રહે છે. )

( સાગરના જળઝુંડોમાંથી ચન્દ્રદેવ પધારે એવા ઇન્દુદેવ વૃક્ષકુંજોમાંથી આવે છે; જાણે જગતનો મૂર્તિમત જોગ પધાર્યો ! )

ઈન્દુદેવ : જોગની યે આ પરતન્ત્રતા શી ?
મહન્ત થઇ મન્દિરમા પૂરાવાનું.
સોનાનું, પણ પીંજરને ?
સ્વતન્ત્ર આત્માને કાષાયની યે જન્જીરો શાને ?
જોગના યે ભાર લાગે છે.

( ભવ્ય સાગર અને સાગર ઉપર ચન્દ્રમતી, વિરાટની આંખડી સમી, આ લોચનભરી સન્મુખે હસે છે )

સૃષ્ટિએ સૌન્દર્યની પરાપૂજા માંડી છે.
તેજપાંખડી સમા ચન્દ્રહોડલે રહડીને
અવનીન્દ્રોના અર્ધ્ય પામતી બ્રહ્મબાલે !
વન્દન ઝીલજે ત્હારા વસન્તપૂજારીનાં

( આથમતી ચન્દ્રરેખાને પ્રણયાંજલિ કરી રહે છે. )

ચન્દ્રપુત્રી ! રૂપલતા ! અમૃતતનુ બાલે !
શુચિસ્મિતે ! તુજ રૂપજ્યોતઝગતી જગતભાલે
હો ચન્દ્રપુત્રી ! રૂપલતા ! અમૃતતનુ !

ક્ય્હાં ગઇ એ ? દુનિયામાંથી દેવોમાં ?
ચન્દ્રલેખા થઇ આભમાં ઉગી કે શું ?
દૃષ્ટે દેખાતી'તી એ આથમી જશે ?
અમૃત આથમતું હશે ?

મહાતરંગ સિન્ધુની કઇ ઘોષણા ગભીરી
વર્ષતા તુજ ગહન વદનમન્ત્ર ઝીલી મ્હાલેઃ
હો ચન્દ્રપુત્રી ! રૂપલતા ! અમૃતતનુ !

મૂર્છા ખાધી ? કે પરણી ?
મૃત્યુ પીધું ? કે સજીવન છે ?
ત્હેને નહિ, ત્હારી પ્રેરણાને પ્રણમું છું.
પત્નીત્વની પ્રફુલ્લેલી પાંખડીને નહિ;
આયુષ્યનાં મુગ્ધ ઓજસ્ ભરેલી
કળી સમ ત્હારી કૌમારજ્યોતને આરાધું છું.
વૈષ્ણવો બાલમુકુન્દને પૂજે છે;
મુજ વૈષ્ણવની તું બાલમુકુન્દિની.
મન્દિરને શિખરે દીઠી આજ;
કુંજના વનચોકમાં વહતી દીઠી;
ક્ષિતિજને આરે ઉભેલી દીઠી;
જ્યોત્સ્નાપાંખે ઉડતી દીઠી;
લોચન સન્મુખ જગતઆંગણે
હૈયામૂર્તિને રમતી ને જતી દીઠી.
જગતમાંથી આથમે છે; પણ
કોઇને હૈયેથી આથમી હૈયામૂર્તિઓ ?
પ્રેમદેવ ! અવનીમાં અમ્મર છે તુ એક.
સહુસહુની સ્નેહદેવીઓ
સ્નેહભાવ જેટલી સનાતન છે.
શિવજીમાથે જળાધારી નિર્ઝરે છેઃ
મુજ હૈયાની જળાધારીની ધારાઓ
એમ ત્હને અભિષેકશે સદા;

ત્હારા કૌમારભાવને પૂજશે
પ્રકૃતિએ ત્હારી પ્રેમપૂજા માંડી છે.

જનવનની સહસ્રવર્ણી વસન્તની વિભૂતિ
તુજને અભિષેક કરે ફૂલડાંના ફાલે,
હો ચન્દ્રપુત્રી ! રૂપલતા ! અમૃતતનુ !

તારકાવલિના છૂટા ઝગઝગન્ત પુષ્પો
તુજ શિરે, અયિ જગપ્રભે ! નભ વેરતું આ વ્હાલે,
હો ચન્દ્રપુત્રી ! રૂપલતા ! અમૃતતનુ !

એકલડી આભમા તું ચન્દ્રલેખા;
ને એકલડો સાગરતીરે હું.
એકલા જન્મવું ને એકલાં જવું;
સૂર્ય ને સિંહ એકલપન્થી છે.
જગતમા આવતાંજતાં કોણે સગાથ સાધ્યા?
જગત એટલે એકલપન્થીની જીવનકેડી.
(આનવી ! વાડા બાધવા કાં મથે છે ?)
સિંહો પૂરાયા સાંભળ્યા છે વાડામાં ?
તારલાઓ ટોળે ફરે,
સૂર્યનારાયણ એકલો છે.

કે એના આત્માનો એ ઓળો ?
નરની સંસારપગલીઓને પ્રેરે છે
પુરુષના પ્રારબ્ધની પ્રેરણા;
પણ પ્રભુપ્રેરિતો પ્રારબ્ધથી પર વિચરે છે.
જાવ, વિસર્જન થાવ;
મ્હારે નથી પૂરાવું
પ્રારબ્ધના યે પીંજરમાં—
ઓંકારનાથની એ મન્દિરગુફામાં.
પ્રેમદેવના પડછાયાને નહિ,
પ્રેમદેવનાં તેજને પૂજવાં છે મ્હારે.
દેવપુત્ર માનવી દીન નથી;
વજ્ર કે સોનાની બેડીએ બાંધો ત્હો યે
સિંહોના આત્મા સ્વતન્ત્ર છે સદા.
( પાછળની ઝાડીઓમાંથી શબ્દ થાય છેઃ )
આવ, વસન્ત ! આવ;
સૌને સંજીવનથી વધાવ.

ઇન્દુદેવ : મ્હારે વિશ્વ વીણવાં છે હજીઃ
વિશ્વ વીણી મનુકુળને વધાવવું છે.
ઉતારીને ઉશેટી દઉં છું આજ
સાધુતાની આ સોનાબેડીઓ.
કાષાયની યે જંજીરો આત્માને ન હોય.
( મદનબાઈનો અંચળો ઉતારી દે છે. દેવપંખિણી શી પાંખાળી પરીઓમાંથી ઉડતી આવી પાછળ સાગરમાં એ લેવાને દોડે છે. મૃગ-નયનોગતી રસદોગતી વાયુલહરી અપ્સરાને લઈ જઈ જલધિજલમાં પધરાવે છે.
ભેખગુફાઓમાંથી એરે નેપાળી ભેખણ આવે છે.
ઉપરનાં ચન્દનવનમાંથી ગીતની ઝરમર નિર્ઝરે છે. )

અમે સ્મરણોના સંગી, માફ કરજે, બાળા !
મીઠી રમતોના રંગીને ન્હોતરજે, બાળા !

**નેપાળી જોગણ** : ઇન્દુદેવ ! જાઉં છું હું.

**ઇન્દુદેવ** : ક્યહાં જશો ? માજી !

**નેપાળી જોગણ** : આ ચન્દ્રલેખા ક્યહાં જાય છે ?
આ સાગરલહરી ક્યહાં સંચરે છે ?
સારી પૃથ્વી ન્હોતરે છે જોગીઓને.

**ઇન્દુદેવ** : ત્હમે ય તે ? માજી !
—સંગાથે આવું; મ્હારે વિશ્વ વીણવાં છે.
કોને ભળાવી જાઓ છો અમૃતપુર ?

**નેપાળી જોગણ** : સંસારના સ્વામીને.
સંસારગોપ્તાસનો સંસાર નથી થયો

મ્હને પૂરીને ત્હમે છૂટો છો.
હૈયામાં પ્રેમપૂજા પ્રજ્જવળે છે,
મન્દિરે પ્રભુપૂજા તે શી કરાવશે?
હું તે હરિને પૂજીશ? કે પ્રેમદેવને?
**નેપાળી જોગણ:** પ્રેમ ને પ્રભુ નિરનિરાળા છે?
**ઈન્દુદેવ:** કેવુંક આપીશ નરલોકને હું
મ્હારા લૂંટાયેલા આત્મભંડારેથી?
**નેપાળી જોગણ:** પ્રેમભક્તિ એ જ છે પરાભક્તિ.
રસો વૈ સઃ નો રસોપાસક
એ જ છે વિશ્વમાં પરમ વૈષ્ણવ.
વેડાયેલો વેડાયેલો યે
ફૂલડિયે છલકન્તો વરસે છે
વસન્તે વસન્તે વનનો વસન્તમાંડવડો.
અખૂટ છે માનવીના આત્મભંડારઃ
વસુન્ધરાની વનલક્ષ્મી સમા નિત્યસમૃદ્ધ.
**ઈન્દુદેવ:** પણ પૂછું? માજી!
સજીવન તો છે ને એ?
**નેપાળી જોગણ:** પ્રારબ્ધ પીધાં એણે.
પ્રારબ્ધનાં વમળો તરાયાં નહિ એનાથી.
જોગીઓ જગતને સંજીવન છાંટે છે.
એ દિનથી સૂર્યોદયે જાઉં છું,
સૂર્યનો પ્રાણ વિનિમય વર્ષાવું છું,
તેજ ને વૈરાગ્ય પાઉં છું,
આત્મોદ્ધરણની કલ્યાણપ્રેરણાઓ સીંચું છું.
આશા અમ્મર છે, ઇન્દુદેવ!

પ્ર. ૮, પા ૧૪૦

યુગધનવન્તરીઓને ન્હોતર્યાં'તા;
ભાખ્યું કે ચેતન ચૂંથાણાં છે.
પુણ્ય પ્હોંચતાં હશે, ને તારશે,
તો એનો આત્મા એને તારશે.
પ્રેરણાપખાળી પરણીને પાંગળી થઈ.

**ઇન્દુદેવ :** પરણી ?

**નેપાળી જોગણ :** ન પરણ્યા શું પરણી.
કોક કહે છે નથી પરણી;
કોક કહે છે સંન્યાસ લેવાની છે.

**ઇન્દુદેવ :** પણ માજી ! આ તે રોગ કિયો ?
પરણવાના તો પુણ્યે છે પ્રાચીન;
પરણવાનો તો રોગે છે પ્રાચીન.

**નેપાળી જોગણ :** નવયુગના નવવ્યાધિઓ
પ્રગટ્યા છે હમણા હમણાં.
પૃથ્વીની પ્રજાપ્રજાને ક્યારે-ક્યારે
નર ને નારમાં પેઠ્યો છે આ રોગ.
સંયોગનાં સૌન્દર્યનો સળો છે એ.
નહિ લગ્ન, નહિ વ્યભિચાર.

આત્માની મૂર્છાનો એ રોગ.
જાગશે તો જગતને જગાડશે;
સજીવન થશે તો સંન્યાસિણી થશે.
વીજળી પડી ને પાંખોને બાળી.

**ઈન્દુદેવ :** હા ! હવે એ પાંખોકાપેલી પંખિણી !
અહો અન્ધારપ્રારબ્ધી ઇન્દુ !
અરેરે પતંગરંગી આશાવેલ !
આછેરાં કુંકુમે અર્ચાઈ છે
ત્હમારી સૌભાગ્યઅર્ચનાઓ.
પરસ્પર પ્રાણોની પાંખે બેસી
અમારે ઉડવાં'તાં અનન્તમાં.
વીજળી પડી ને પાંખો પ્રજળી ગઈ;
ને સાથે સળગી ગયા અમ આશામહેલો.

**નેપાળી જોગણ :** ઇન્દુદેવ ! ભરેલા છો કે ખાલી ?

**ઈન્દુદેવ :** માજી ! આંખ ખાલી થઇ ગઈ;
હૈયું સભર ભરાયું.

**નેપાળી જોગણ :** ત્હમારો જીવનપલટો થયો, ઈન્દુદેવ !
હવે ત્હમે ઈન્દુકુમાર નથી;
દેવકુમાર છો, ઇન્દુદેવ છો.
ભર્યાં ભર્યાં જાણે આષાઢીલા મેઘ.
ભવસાગરના ઓ અઠંગ તારા !
હવે તરો ને તારો.
અંગ વરે છે કે આત્મા ? ઇન્દુદેવ !
નથી વર્યાં ત્હો યે વરેલા છો ત્હમે.

પ્ર. ૮, પા. ૨૪૨

દેહ નથી પરિતપાંચો,
પ્રાણ પરિતપાંચો છે ત્હમારો.
<u>પરિતૃપ્ત આત્મા પ્રસન્નપંખાળો હોય.</u>
સંસારવેદિએ પ્રેમદેવને પધરાવી
થાવ પ્રેમપ્રભુના અગ્નિહોત્રી.
ઇન્દુ મ્હારો પ્રેમદેવનો મહાવ્રતિયો;
પ્રેમપ્રભુતા પમરાવશે પૃથ્વીકુંજમાં.

ઇન્દુદેવ : એક ને અનન્યનો હું તો પૂજારી;
ચેતનની ચિનગારીનો અધ્વર્યું.

( ચન્દનવનમાથી સાફી પૂરતી ગીતધારા ૯૫ફે ૭

અમે તનડાના ત્યાગી, માફ કરજે, બાળા !
એક સુન્દર સોહાગી સંગ સરજે, બાળા !

નેપાળી જોગણ : એ જ પરમ સત્ય(एकमेवाद्वितीयम्
આત્મા એક છે, આયુષ્ય એક છે,
પ્રેમ એક છે, પ્રિયા એક છે, પ્રીતમ એક છે.
સુન્દરીના મટી સૌન્દર્યના થયા,
પ્રિયાના મટી પ્રેમના થયા,
પ્રકૃતિના મટી પ્રભુના થયા,
કુમાર મટી દેવકુમાર થયા.
નિરખો બીજની પેલી ચન્દ્રલેખા.

ઇન્દુદેવ : એ તો આભમાં આથમે છે,
એ તો જગતથી ઝંખવાય છે.

નેપાળી જોગણ : એ તો અનન્તમાં મટકાં ભરે છે.
આથમે છે એ ઉગવાને,

ઝંખવાય છે તે ઝગમગવાને.
ગાવ ત્‍હમારૂં આમન્ત્રણગીત,
ને ન્‍હોતરો જગતની જોગણોને.
આત્માના એ આમન્ત્રણશબ્દે
દિશદિશમાં ઉગશે પૂર્ણિમાના ચન્દ્રમા.

ઇન્દુદેવ: આયુષ્યના ઉદયથી આમન્ત્રું છું;
અને આમન્ત્રું છું આજે ય તે, માજી!
જગતની જોગણોની જમાતને.
પુણ્યની એ પુત્રીઓ
પધારશે પૃથ્વીને પાવન કરવાને?
પધારો, પૃથ્વીકુંજની દેવાંગનાઓ!

જગની જોગણો! અહાલેક.
તરસી અમારી મરૂઠીઓ,
રસની લહરી દ્યો એકઃ
જગની જોગણો! અહાલેક. ધ્રુવ

જોગી જને જોગ આદર્યા,
આત્મા ઉડું ઉડું થાય;
તપસી ઉભા એક પાવલે,
કહોને કેટલું ઉડાય?
કરિયે, આવો, યાત્રા યોગનીઃ
જગની જોગણો! અહાલેક.

સૂના-સૂના વનના માંડવા,
સૂની સ્વર્ગની વાટ;
આભ તપે ને અવની તપે,
તપે ઉરનો યે ઘાટ;

તુમે ને અમે તપશુ એકલા
    જગની જોગણો ! અલખ્ખ.

ગેરૂ ધર્યો ને કન્થા ધરી,
    ધરિયો પ્રભુજીનો ભેખ,
ભેખ એ લેશ ભગ્યો નહી,
    આડી કર્મની રેખ,
જીવને છે કર્મના અંચળા;
    જગની જોગણો ! અલખ્ખ.

પુરૂષ ને પ્રકૃતિની બેલડી,
    બેલડી શિવ ને ઉમા ય,
જોગી-જોગણુના યે જોડલા,

એમના રસયોગના અન્તરાયે ?
જગતનાં રસજોગીઓ ને રસજોગણો
એકલડાં જ ઝૂરશે સદા ?
ઇન્દુકુમાર એક પ્રણયપંખિણીનો હતો;
ઇન્દુદેવ જગતની જોગણોનો થયો
પૂજક, પ્રસંશક, પ્રારબ્ધઘડનાર.
સુન્દરીનો નહિ, સૌન્દર્યનો પૂજારી
એ જ પ્રેમસન્તોનો મહન્ત.
પ્હેલું ક્ષિતિજઆરે નિહાળોઃ
આભને ઝરૂખેથી જોતી
ચન્દ્રલેખા આત્મામૃત વરસે છે.
શરદમાં સ્વાતીના કણ ટપકે
ને મુક્તામાં મોતીડાં બન્ધાયઃ
એવાં આત્માનાં ટીપાં ટપકજો, વીર!
કે હૈયાહૈયાની છીપમાં મોતી બન્ધાય.
આવો, જગતની જોગણો!
જગતના જોગીઓ રસતરસ્યા છે.
મોર બોલે–ન બોલે ?

( મધુ ઢોળતી મન્જરી પધારે એવી ગીતમધુરપ ઢોળતી પાંખડી ચન્દનવનમાંથી આવે છે. )

**પાંખડી**: આવ, વસન્ત ! આવ;
સૌને સંજીવનથી વધાવ.
મોર બોલે–ન બોલે ?
ચન્દનવનમાં મોર બોલે–ન બોલે ?
ચન્દનવનમાં, એ નન્દનવનમાં
મોર બોલે—ન બોલે ?

પ્ર ૮, પા. ૧૪૬

ફૂલી રહી ચન્દનની વાડી સમી અગછટા,
ખીલી રહી ઓઢણી શી ઇન્દ્રવર્ણી દેહઘટા
બોલે મોરલો ?—કે નહિ ?
એ જોબનનાં વનમા ?
મોર બોલે ન બોલે ?
ચન્દનવનમા મોર બોલે ?—ન બોલે ?

આત્માની મૂર્છા વળી કે નહિ ?
અમૃતને મૃત્યુ અડકે ખરા ?
ચેતનને મૂર્છા આવતી હશે ?
જગતધનવન્તરીઓ કહે છે
એ તો આત્માની મૂર્છા
વસન્ત પાઉ–વસન્ત એમને,
ઘો–ઓળી ઘોળાને
એમના ચન્દનવનમા
વનમોરલો ટહૂક્યો ? કે ન ટહૂક્યો ?
વસન્ત એટલે વિશ્વનું યૌવન
વસન્ત ! ઉપટી કાં જા છ ?
વસન્ત ! આવ, ને જીવને જગાડ,
સસારને સ જીવનથી વધાવ

મહીતલમાંથી માતા ગયે,
પૃથ્વીકુંજેથી પ્રિયતમા પરવર્યે,
પુત્રી છે પુરુષપ્રાણનો આધાર.
પુંસ્યાતન્ત્ર્ય ન કર્હિચિત્.
સ્ત્રીહૈયાનાં ધાવણે ઉછેરેલો પુરુષ
સ્ત્રીસ્વતન્ત્ર નથી કદી.

( હસ્તાઞ્જલિ કરી રહી પાંખડી હસે છે. )

બાળાપણે માતા પોષે છે,
યૌવનમાં પત્ની પ્રેરે છે,
વૃદ્ધત્વે પુત્રી પાળે છે:
સુન્દરીના હૈયાઆધારવિહોણો
ક્ષણેકે પુરુષ સ્ત્રીસ્વતન્ત્ર નથી.

**નેપાળી જોગણ** : ઇન્દુદેવનો આજથી તું આધાર, પાંખડી !
-પાંખડીની પાંખે ઉડજો, ઇન્દુદેવ !
પાંખડી પુણ્યવાડીઓમા ઘૂમાવશે.

( દેવબાલિકા સમી પાંખડી જ્યોત્સ્નાસન્ધ્યામા પધારે છે. જાણે નાચતી હોય એમ કિરણકિરણે પાયપાદડીઓ પાડતી કવિતામૂર્તિ સમી અગમ્ય ચમકારે ચમકે છે. )

**નેપાળી જોગણ** : ત્હારે જાઉં છું, ઇન્દુદેવ !
મ્હારે માનવસૂર્યો સર્જવા છે.

**ઈન્દુદેવ** : કુમારમાંથી દેવ કીધો;
હવે છાંડી જાઓ છો !

**નેપાળી જોગણ** : કુમારમાંથી દેવ મ્હોરાવ્યા
ત્હારે જ જાઉં છું હવે.
જુવાનને નહિ, માતા બાળકને ધવરાવે.
માતૃધર્મની અવધો મ્હારી પૂરી થઈ.

પ્ર. ૮, પા. ૧૪૬

ફૂલી રહી ચન્દનની વાડી સમી અંગછટા,
ખીલી રહી ઓઢણી શી ઇન્દ્રવર્ણી દેહઘટા,
બોલે મોરલો ?—કે નહિ ?
એ જોબનના વનમા !
મોર બોલે ન બોલે ?
ચન્દનવનમા મોર બોલે ?—ન બોલે ?

આત્માની મૂર્છા વળી કે નહિ ?
અમૃતને મૃત્યુ અડકે ખરા ?
ચેતનને મૂર્છા આવતી હશે ?
જગતધનવન્તરીઓ કહે છે
એ તો આત્માની મૂર્છા
વસન્ત પાઉં-વસન્ત એમને,
ઘો-ઓળી ઘોળાને
એમના ચન્દનવનમા
વનમોરલો ટહૂક્યો ? કે ન ટહૂક્યો ?
વસન્ત એટલે વિશ્વનું યૌવન
વસન્ત ! ઉપટી કા જા છ ?
વસન્ત ! આવ, ને જીવને જગાડ,
સંસારને સંજીવનથી વધાવ
( ઉપર ચંદનવનમાથી પ્રતિઉત્તર શો ગીત પડઘો ગાજે છે )
અમે રૂપના ઉદાસી માફ કરજે, બાળા !
ત્હારા યૌવનની પ્યાસી આંખ ભરજે, બાળા !
ઈન્દુદેવ આવ, પાંખડી ! આવ,
તું તો પ્રકૃતિનો શબ્દોચ્ચાર

ધરતીને સૂર્યતેજ આચ્છાદે,
જોગીને એમ આચ્છાદે જોગઅંચળો.
ક્ષત્રિયને ધનુષ્યના ભાર ન હોય,
બ્રાહ્મણને ધર્મશાસ્ત્રના ભાર ના હોય;
જોગીને કફનીના ભાર કેવા !
✓દેહને ત્વચાના ભાર હોય
તો જોગીને જોગઅચળાના ભાર.

ઈન્દુદેવ : માજી જગતમા તૃપ્તિ છે કે વૈરાગ્ય ?

નેપાળી જોગણ : બન્ને ય, મ્હારા આત્મસતાન !
આત્માની તૃપ્તિ ને દેહના વૈરાગ્ય
ઈન્દુદેવ ! પુરૂષાર્થે ઝૂઝી વળ્યા;
નિર્માણને સત્કારી લ્યો હવે.
જોગ તે પુરુષપ્રવરનો પુરૂષાર્થ છે
ઓઢો આ જોગનો અચળો,
ને જોગી ! જાવ જોગકન્દરામા.

तपस्विभ्योऽधिको योगी, ज्ञानिभ्योऽपि मतोऽधिक;
कर्मिभ्यश्चाधिको योगी, तस्माद्योगी भवार्जुन !

( મયૂરીઓ ટૂમકે એવા ચન્દનવનમાથી ઘેરા ગીતશબ્દ ઢોળાય છે.)

અમે દાઝયા ને દઝાડયા, માફ કરજે, બાળા !
જગતઝાળમા જગાડયા, તે વિસરજે, બાળા !
અમે તપના વ્રત લીધા, માફ કરજે, બાળા !
દુ.ખ દિલડાને દીધા, એ વિસરજે, બાળા !

( ટહેલતા ટહેલતા, મૂન બોલતા આનન્દ ભગત, ફિરિતા જેવા, સાગર કાઠેથી વળે છે )

શીદ કરે ચિત્ત ! ચિન્તા ?
છે શિર ભગવન્તા, ભગવન્તા. ( દયારામ )

પ્ર ૮, પા. ૧૫૨

( કેસરફૂલનો અચળો ઓઢાડતી હોય એમ નેપાળી જોગણ પ્રભાતવર્ણો જોગઅંચળો પાછો ઇન્દુદેવને ઓઢાડે છે જગત જે ભાવે વર્ષાને ઝીલે છે, વરસતા તેજને ઝીલે છે, એ ઉરભાવે ઇન્દુદેવ જોગઅચળાને ઝીલે ને સત્કારે છે.

આભઅવનીને એકાકાર કરતુ બીજલેખાનું સાન્ધ્યતેજ સસારમા ઘૂમી—રમી ઉડી રહ્યુ હતુ

કાળની ગુફાઓ સમી સાગરતીરની જોગકન્દરાઓનો ગીતશબ્દ પાંખડીએ આભમા ફેંક્યો, ને દિશાગુફાઓએ તે ઝીલી લીધો. )

પાંખડી ગુફાઓ જોગીઓ કેરી
બોલે બોલી ઘેરી ઘેરી,
યુગના યુગને હેરી હેરી
ગુફાઓ જોગીઓ કેરી

ઘેરી ગુફાઓ ગભીર શુ બોલે,
કાળ હસે, પણ મર્મ ન ખોલે,
અનહદ બોલી એની અનેરી,
ગુફાઓ જોગીઓ કેરી

( ઇન્દુદેવને દોરીને નેપાળી જોગણ સાગરતીરની જોગકન્દરાઓ ભણી જાય છે. જાણે સૂર્યદેવને લેઇને પ્રકૃતિ માતા સ્વય ચાલ્યા !

ચન્દનવનના પરિમળ ઠલવાતા હોય એવો રાસશબ્દનો છેલ્લો ટહુકો સહુ ઉપર ઠલવાય છે. )

અમે આશા ઉચ્છેદી, માફ કરજો, બાળા !
પડયા અન્તરાય ભેદી દયા ઝરજો, બાળા !

( બસીબોલમા બસીબોલ ઢોળાય એમ જોગણે પાખડીના ટહુકામા ટહુકો પૂર્યો કે )

અમો જોગીના જોગ માફ કરજો, બાળા !

( એ સાભળીને બાળકુમારી શી બીજલેખા પશ્ચિમાકાશમા આથમી ગઈ, ને વિશ્વચોકમા આસઘેરી મદનતાના મહાવરગની ધૂમડીઓ ધૂમી રહી

સાગર એ સહુ સુણતો, ને આત્મામા સભરતો સાગર પીરસતો એ સસારના મહાશબ્દોના પડધા હતા )

---

## પ્રવેશ ૯ મો: પ્રારંભ કે પૂર્ણાહુતિ ?

### સર્વમેધ યજ્ઞ

આવ, હો સલૂણા શ્યામ ! બ્હાવરી બંસરિયાં.

( ગગનઘુમ્મટ ભરતો આનન્દિનીનો જગત્‌ટહુકો અદૃશ્યેથી ગાજે છે. )

પુષ્પપુષ્પે તુ પરાગ, દેવદેવે તુ દેવત્વ;
√માનવીને હૈયે હૈયે સ્નેહ તું, સોહનિયા !
આવ હો સલૂણા શ્યામ !

( ઓંકારનાથને મન્દિરદ્વારે આજ અમૃતપુરનો લોકસાગર ઉછળે છે. મહન્તાઇને પડેલે પાવઠડે ઈન્દુદેવ આજ પગ મૂકે છે; આજ ઈન્દુદેવે સર્વ-મેધ યજ્ઞ આદર્યો છે. પૂર્ણિમાના જુવાળ સમોવડા લોકમોજાં ચ્હડયા છે, લોકસરતીથી દિશામંડળ છલકાય છે )

એક પુરુષ: ચ્હેલાતો અખંડઉઘાડી મૂકે
એ મહેરામણ માનવી.

એક જોગી: આભને બારણાં હોય
તો મહેરામણને બારણા હોય:
તો મહાપુરુષને બારણાં હોય.

( આનન્દિનીના વિશ્વટહુકારથી દિશામંડળ ડોલે છે. )

શંખને પ્રચંડ પૂર પૂર્યો ત્હેં સાગરઘોર;
બજાવર્તે ઘોર શોર ઘોરે તું, સાગરિયા !
આવ, હો સલૂણા સ્યામ !
અંગ ત્હારૂં મેઘસ્યામ, નેન ત્હારૂં વ્યોમશ્યામ;
વિશ્વવિશ્વે રંગ છાયો એ જ તું, સાંવરિયા !

પ્ર, ૯, પા ૧૫૪

એકં સંન્યાસિણી  મનનુ માન સરોવર હેલે ચ્હડયુ
ને ઉઘડ્યા હૈયાના કમળફૂલ
ઇન્દુદેવ આત્મલક્ષ્મી લૂટાવે છે
એક જોગી ✓જીવન એ જ યજ્ઞ છે
ઇન્દુદેવના જીવનયજ્ઞના
આજે પ્રારભ કે પૂર્ણાહુતિ ?

( ઉઘડતા પ્રારબ્ધ સમા ઓંકારનાથના દરવાજા ઉઘડે છે, ને દ્વારતોરણ નીચે આનન્દ ભગત કૃતાજલિએ આવી ઉભે છે )

અનુભવીએ એકલુ આનન્દમા રહેવુ રે

( આનન્દ ભગતની જમણી પાખે નેપાળી જોગણ ને ડાબી પાખે મહારાજ છે અગાધ ઉછળતો માનવસાગર સરોવર સમો શાન્ત થાય છે )

આનન્દ ભગત તુનસી ! પછિનકે પિયે

મઠાધીશ મહન્તમેહુલિયે એમ
ઠલવાઈને ભરાવાનું.
<u>આપશે એ અનન્તમાં વાવશે.</u>
આવો, ભંડાર ઉઘડે છે;
પધારો, પડદા સંકેલાય છે;
મન્દિર ને હૈયાં ખુલ્લાં છે;
આવો ને લૂંટો.
આજે છે ઈન્દુદેવનો સર્વમેધ યજ્ઞ;
આજે છે ઈન્દુદેવનો વિશ્વજિત સત્ર.
ચૈત્રી ત્રીજના વાયરા વાયા.
મહેરામણ મોતી ઉછાળે છે:
ઈન્દુદેવ આપીને માણે છે આજ.

( શિખરની બારીઓમાંથી કવિતાની કોયલ બોલે છે. )

ઉતારો જોગીરાજ ! વસનો પૃથ્વિના.

( અમૃતપુરની માનવભરતી ઓંકારનાથના દેવદ્વારમાં ઉલટે છે. ધસમસતા પૂરમાંથી અંજલિ ભરી આંખે છાંટે એમ આનન્દ ભગત જનતાની થરપુરેજ ઉછ–વંદને નયને છાંટે છે.

ૐકારનો ધ્વજ ધારીને ધ્વજધારી દેવદૂત સરિખડા ઈન્દુદેવ ઓંકારનાથને મન્દિરદ્વારે આવે છે અંગઅંગમાંથી આનન્દ નીતરતી, સૂર્યદેવ પ્હેલાંની ઉષા સમી, આનન્દિની ઉમંગપગલીએ આગળ ચાલતી હોય છે.

સાગરજળમાંથી ઉગતી ચન્દ્રમાની કળી પધારે એવી લોકસાગરમાંથી પાંખડી ચાલી આની આવે છે. )

પાંખડી : ઉતારો, ઉતારો, ઉતારો,
ઉતારો જોગીરાજ ! વસનો પૃથ્વિનાં.

લીલાં ઉતારો, નીલાં ઉતારો;
પીળાં ઉતારો પોખરાજ:
જોગીરાજ ! વસનો પૃથ્વિનાં.

મોદ ઉતારો, દેહ ઉતારો;
ખોટાં ઉતારો માનથાજ.
જોગીરાજ! વસનો પૃથ્વિના

દેશ ઉતારો, વેશ ઉતારો,
ધારો એક માનવતાજ
જોગીરાજ! વસનો પૃથ્વિનાં.

**ઇન્દુદેવ :** લાવ; આપ; પ્હેરૂ, વીરી!
માનવતાનાં પરિધાન કિયાં?

**પાંખડી :** માનવીને મ્હોરાવે એ માનવતાનાં વસ્ત્રો.
ઇન્દુદેવ! વિશ્વજિત યજ્ઞ આદર્યો છે?

**ઇન્દુદેવ :** યજ્ઞ તો પતિપત્નીથી સગાથે થાય.

**પાંખડી :** ત્હમારી આંખમાં ને હૈયામાં
પત્ની પધરાવેલાં જ છે સ્તો?

**ઇન્દુદેવ :** જોગી ભાવથી તપાય છે,
માનવી મનમાંની મૂર્તિ માગે છે.

**પાંખડી :** અઢળક લૂંટાવો છો, ઇન્દુદેવ!
એક યાચવાને આવી છું: આપશો?

**ઇન્દુદેવ :** આજે ના પાડતાં જીભ કપાય.
માગી લે મ્હારા જીવનનાં સ્વપ્નાં.

**પાંખડી :** જોગી! જોગમાં રહેજો હો! માગું છું.
આપો પેલું રતનમાદળિયું;
હૈયામણિ શું ઝગમગે છે તે.
મ્હારે અંબોડલે ધરાવીશ.
સહાયનું જોઉં છું કંઠે ઝૂલતું.
(આંખમાં આંખો પરોવી ઇન્દુદેવ આરસમૂર્તિ સમા થઇ જાય.)

જોગી સમાધિમાં ડુબ્યા કે શું?

**નેપાળી જોગણ**: આભને આરે ઉભેલા ઓ ગરૂડદેવ!
આત્માની છેલ્લી ગ્રન્થી છોડી દે.
✓ પછી એકલક્ષ્ય ને એકલપન્થી,
સૂર્યદેવ સમો આભએકર્ષિ,
વસન્તધર્મનો પરિવ્રાજકાચાર્ય થઇ
ઝુકાવ અનન્તની કેડીએ.
જગતનું છે એનાથી જગતને વધાવ;
કવિતાને કિરીટે વિરાજશે.
પાંખડી તો કવિતાકુમારી છે ને?

(ઇન્દુદેવની આંખડલી પૃથ્વીદેશે ઉતરે છે; નિ:સીમ માનવસાગરને નિહાળે છે; મૂછરની આત્મમૂર્છનાને પી જાય છે.

ક્ષણેક પાછી ફૂલડાળી શો હાથ ફફડે છે. હૈયાફૂલ સમું રત્નમાદળિયું ઉતારી, ભાગ્યદેશે ચાંપી, પાંખડીને આપે છે. પલ્લવલપ્પાતો પોપટો મીઠું મીઠું બોલે એવા આત્મનમધુરા બોલ ટોળાય છે)

**ઇન્દુદેવ**: લે, પાંખડી! લે આ હૈયામણિ;
લે, ને માથે વધાવ.
મંહી છે મ્હારી હૈયાલક્ષ્મી.
તું યે પૂજજે, ને હું યે પૂજીશ,
ને જગત કને પૂજાવીશું
પ્રેમયજ્ઞની આ પ્રેમજ્યોતિને.

**પાંખડી**: મ્હારે એમ કહોને કે

ઈન્દુદેવ : पूर्णमद, पूर्णमिदं, पूर्णात्पूर्णमुदच्यते;
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते.
આવો, ને લૂંટાય તે લૂંટી જાવ.
તાગ લીધે ખૂટે નહિ એ અનન્ત
સુન્દરીને હૈયે હૈયે છે અક્ષયપાત્ર.
સર્જનના પ્રાણસ્ય પ્રાણમા છે ચિન્તામણિ.
આપ્યે ખૂટતાં નથી, દોહ્યે વહૂકતા નથી.
સૂર્યચન્દ્ર કોને કાજ નથી વરસતા ?
સૂજન સહુને કાજે છે.
દૂહ્યે ને પીઓ સુજનનાં દૂધ.
સંસારના સર્જનિયા !
લૂટો કે ઉભરાય પાછા.
વાડીઓમા ફૂલડા છલકાય છે:
વસન્તમન્દિર લૂંટાય છે આજ.
લૂંટો આત્મવસન્તની બહાર.
(લોકસાગરની ઘોષણા ગાજે છે.)

પાંખડી શું આવીને બેઠુ છે પેલુ, મા઼જી !
ઓંકારનાથને ધજાગરે ?
આભમા પીંછા પ્રસારતું ?

પ્રમદા : એ તો બગલી છે–બગલી.

વસન્ત : ના, ના, હંસણી છે, ભાભી !

પાંખડી : ન્હોય, અન્તરિક્ષને સિંહાસનેથી જાણે
કાન્તિખાનો અનન્તકોડામણે આત્મા
આભનાં ઉંડાણ માપે છે.

**નેપાળી જોગણ** : એ તો છે ગરૂડની ગુંરૂડેશ્વરી,
એ તો છે આત્માની ઉર્ધ્વગામિની પ્રેરણા.
અન્તરિક્ષનો સાગર ઓળંગતા પહેલાં
નિરખે છે સાગરનો પગથાર
કે કેટલાંક અન્તર ઉડવાનાં છે.
ઓંકારનાથની પંખિણીની એ પાંખ.
ઇન્દુદેવ ! ઓંકારનાથના પૂજારી !
વસન્તધર્મના મહન્ત ! એને પૂજજો;
એ આભઓળંગતી પાંખને
એ તો છે માનવીની મુમુક્ષુતા.

**દેવ** : પ્રેરણા ? કે ઉર્ધ્વગામીની આનન્દઉર્મિ છે એ ?

**પાંખડી** : ઉડી; જૂવો ! જૂવો ! ઉડી એ;
તેજકિરણ પલાણીને ઉડી.
વૈરાગ્યની વર્ષા ફળી કે શુ ?
આત્માએ અમૃત ઝીલ્યા જાણે !
ના—આ; હા—આ; ના—આ હેં ?
અમૃતની આંખડલી જેવી
જૂવો ! જાય અનન્તને આંગણિયે
હૈયામાં ચન્દ્રને લઇને વાદળી ઉડે
એમ એની કલગીમા છે
ઇન્દુદેવનો ભાગ્યચન્દ્રક.

**વસન્ત** : પ્રાણની જાણે વીજળી પરવરી !

(મધ્યાહ્નની ભરતી સમો લોકસાગર રોવે છે.)

**નેપાળી જોગણ** : સતયુગમા સાંભળ્યો હતો,
ઉપનિષદમાં વાંચ્યો હતો,

પાંખડી : ઈન્દુદેવ ! આ સોનવેલને પૂજો છો ?

ઈન્દુદેવ ! ના; મ્હ઼ીની સ્મરણલક્ષ્મીને પૂજું છું.

(રતનમાદળિયાને ચન્દન છાંટે છે.)

प्राणोऽसि, प्राणैः पूजयामि;
आत्माऽसि, आत्मना पूजयामि.

આનન્દ ભગત : જે કોઈ પ્રેમઅંશ અવતરે,
પ્રેમરસ એના ઉરમાં ઠરે. (દયારામ)

(ગાતા ગાતા પ્રેમનૃત્યે નાચે છે)

ઈન્દુદેવ : જગતના પ્રેમીઓ પ્રેમદેવને પૂજશે સદા.

(માદળિયાને અક્ષત છાંટે છે, અબીલગુલાલ મ્હડાવે છે; પાંખડીની છાબમાનો પુષ્પમુગટ ધરાવે છે.

દિશામંડળે વીજળીના બે ચમકાર થાય છે. જાણે યુગયુગના પ્રેમપૂજન જોવાને ઉઘાડે આંખડી મટમટાવી !)

પાંખડી : હવે મ્હારે આ ફૂલછાબે શી ?
ને ઈન્દુદેવ ! ફૂલપરબે શી ?
એ ધાણુ એળે ગયાં જીવનના.
પધરાવું છું સાગરજળમાં
મ્હારી ફૂલપરબની ફૂલછાબને.

(આંખો જાણે યજ્ઞકુંડ હોય ને મહીંથી તણખા ઉછળે એવા, ફૂલ ખરણીઓમાંથી ખરતા અગ્નિફૂલ સમા, પાંખડીની આંખોમાંથી અગ્નિફૂલ ખરે છે. ફૂલછાબ એ ઝીલે છે છાબમાંના ફૂલડાં યે અંગારા સમાં જાણે ઝબકી ઉઠે છે. સાગરપાળે જઈને પાંખડી જળઓઘમાં ફૂલ ઠાલવે છે, ને ગોફણ પેઠે વીંઝી ફૂલછાબ ફગાવે છે તરંગોના વિશ્વદંષ્ટ્રાળા જડબા એ ફૂલડાંને ને એ ફૂલછાબને ચર્વી જાય છે

મહાસાગરમાં પ્રચંડ વડવાનળની ઝાળ ભભકે છે.

પાછળ યશોદેવી અને સહિયરો આયુષ્યના છોડનું ગીત ગાતી, ચરણે ઘૂમતી, વસન્તમન્દિર ભણી જતી, જાણે સદ્વિયર વગાડીને વગાડી જેવી ગતિએ ધીરગંભીર પગલે આઘેથી મન્દિરઆંગણે આવે છે)

યશદેવી ને સહિયરો : આ પ્રારબ્ધ કેરી વાડીએ ફૂલ વીણજો રે!
કાંઇ ઉગ્યો આયુષ્યનો છોડ,
રસિક ! ફૂલ વીણજો રે !
આ જગતકુંજની ઝૂકી ઘટા, ફૂલ વીણજો રે !
કાંઇ પૂરજો ઉરના કોડ,
રસિક ! ફૂલ વીણજો રે !
પેલા ફૂટે ફૂવારા તેજના, ફૂલ વીણજો રે !
સન્ધ્યાના સોનેરી અન્ધાર:
રસિક ! ફૂલ વીણજો રે !
અને ચન્દ્ર ઢોળે રૂડી ચન્દની, ફૂલ વીણજો રે !
ત્યહીં વીણજો સંસારના સાર;
રસિક ! ફૂલ વીણજો રે !
કઇ કેસરની અર્ચા કરી, ફૂલ વીણજો રે !
જગે ચન્દન ચોળ્યાં અંગ:
રસિક ! ફૂલ વીણજો રે !
પ્હણે કુંકુમના પૂર્યા સાથિયા, ફૂલ વીણજો રે !
ત્ય્હાં છે આનન્દવર્ણી સુગન્ધ:
રસિક ! ફૂલ વીણજો રે !
મીઠી કળીઓ સુખની ઉઘડે, ફૂલ વીણજો રે !
એથી મીઠડા દુઃખના લ્હાવ:
રસિક ! ફૂલ વીણજો રે !
આ દુનિયાં વાડી છે દેવની, ફૂલ વીણજો રે !
મંહી ખેલે મનુજ ધૂપછાંવ:
રસિક ! ફૂલ વીણજો રે !

દુર્દેવ : (વિશ્વપદેશને પરમ પ્રેમભક્તિની સ્નેહાંજલિએ વધાવતા)
यत् एतत् हृदय तव, तदस्तु हृदयं मम;
यत् इदं हृदयं मम, तदस्तु हृदय तव.
(છાંદોગ્ય બ્રાહ્મણ)

# સંકેલન

ત્હારે પાઠક ! હવે **नमो नमस्ते**

લાબા વર્ષોનો આપણો રસસગાથ આજ સંકેલાય છે ઇન્દુકુમારનો પ્રથમ અંક પ્રગટ થયો ૧૯૦૯મા એ વાતને પચ્ચીશેક વર્ષ થયા ઇન્દુકુમારના પ્રથમ અક્ષર પડયા ૧૮૯૮ મા, એ પછી પાત્રીશેક વર્ષના વ્હાણા વાઇ ગયા એક પેઢી આથમી, ને એક પેઢી ઉગી એક પેઢી ભરની રસયાત્રાના સંગાથ આજ સમેટાય છે પાઠક ! **नमो नमस्ते.**

પણ પેઢીઓ ભલે આવે ને જાય ઇન્દુકુમારમા વિસ્તરાયેલા પ્રશ્નો તો સનાતન પ્રશ્નો છે

પ્રો. ગજ્જરના આગ્રહે ને ચિ કુ યશાનક્ષ્મીની સાન્નિધ્ય પ્રેરણાથી પ્રેરાયેલો ઇન્દુકુમારનો ચોથો અંક તો ક્યારનો છપાઇ ગયો છે જયાજયન્તમાની ભાવના ઇન્દુકુમારનો ચોથો અંક થવાની હતી પણ ત્રિવેણીની જળલહરીઓ કોણ જાણે ક્યારે એ ગૂથાઇને સંગમ ઓઘ સાધશે ધારીને મન્દિરને સગમતીર્થેથી અળગુ પાડી જાણે છુટ્ટા વર્તે મૂક્યુ હોય એવુ કરવુ પડયુ છે તાત્કાલિક કે ચિરસ્થાયી રસહાનિ એથી ગુજરાતને થઇ ભાસે તો 'ક્ષમા દૃષ્ટે જોજો ' એ કહેવાનુ હવે તો રહે છે

વીસમી સદીના આ ત્રણ દાયકાઓમા તો દોડતુ તુ એ જગત ઉડતુ થયુ છે સાયકાળે પખીડા ચરીને પાછા વળે એવા વિમાનો ઉડે છે આજ વગાળનો ઉતરીને વીજળીનો યુગ બેઠો છે જૂનો સૈકો આથમ્યો નવો સૈકો જન્મ્યો છે જૂનાના જાહોજલાલી ને ઉર્જાતા ઉભય ગયા, નવાના થનગનાટ ચાચલ્ય તેમ જ જોમ વેગ ને પ્રતાપ આવ્યા છે મહાભારતથી યે મહા-મહાભારત ખેલાઈ ગયુ પૃથ્વીની પ્રજાઓએ સમરાંગણ ખેલી જગતના ગજમન્ત્રીઓએ શેષ નાગને ધૃણાવ્યા, ધરણી ધ્રુજી ઉઠી ભારત કે ગુજરાત પૃથ્વીથી પર નથી

કાંઇ કે ધરતી ધ્રૂજે ત્હો યે વણધ્રૂજ્યા રહે. સાગર સુકાયા, ઝરણાં છલકયાં, જીરણ દુર્ગો પડયા, યુગપલટો થયો. જગતભરમાં નવયુગ આજ જોબનમાં ઝોલાં ખાય છે. કવિતામૂર્તિ પાંખડી ગાય છે કે

હાં રે જુગ જાગે, રે જુગ જાગે.

પાઠક ! આ નાટકમાં જૂનાની જીર્ણતા યે નથી, નવાના થનગનાટે નથીઃ સનાતન સંસ્કૃતિનાં ચિરસ્થાયી વર્ષાજળ ઝીલાય તેટલાં ઝીલી રસહિન્ડોલને તરગઝૂલે આ નાટકમાં રમતાં મૂક્યાં છે. કાળધર્મ કહ્યા નથી એમ નહિ; પ્રધાનપણે સૂરજચન્દ્ર જેવા સનાતન ધર્મ ભાખ્યા છે.

કવિતા એટલે કાળનો સૌરભ. ઇતિહાસનો ધર્મ છે પ્રસંગો ચીતરવાનો; કવિતાનો ધર્મ છે પ્રસંગોના પરિમળ સારવવાનો ઇતિહાસ આલેખે છે; કવિતા વર્તમાનને વાંચે છે, ભૂતને સારવે છે, ને ભવિષ્યને વાવે છે. ઇતિહાસ કાળપલટાનો ઉપાસક છે; કવિતા તો કાળપલટામાંના યે ચિરંજીવ તત્ત્વની આરાધક છે. ઇતિહાસ પચભૂતની પગલીઓ જૂવે છે; કવિતા પચભૂતની ભાગ્યરેખા ધૂવે છે. ઇતિહાસ કથા કહે છે; કવિતા અદૃશ્યને વાંચે છે. ઇન્દુકુમાર ઇતિહાસ નથી, કાળબ્રહ્મની કવિતાઆરતી છે.

અને ત્હારી આ અક્ષરયાત્રામાથી પાઠક ! કાંઇકે ત્હને શ્રેયસ્ ને પ્રેયસ્ મળ્યાં છે ખરાં ? કોઇક સ્વરૂપે યે શ્રેયસ્ ને પ્રેયસ્કારિણી આ અક્ષરયાત્રા ત્હને (નીવડી હોય તો ત્હારાં સદ્ભાગ્યે;) ન નીવડી હોય તો મ્હારી અધુરપે. સચ્ચિદાનન્દ સમો કાંઇકે જીવનરસ ત્હેં માણ્યો હોય તો અધુરપ મનગમતી પૂરી લેજે.

ત્ય્હારે પાઠક ! ત્હને છે અનન્તનાં ન્હોતરાં. આત્માને પથ્ય લાગે ને ગમતા હોય—શ્રેયસ્ ને પ્રેયસ્ ઉભયસૌરભી સરોજ આ કાવ્યસરોવરિયેથી વીણાતાં હોય—તો આવજે ને માણજે આ કવિતાજળમાં. યથાશક્તિમતિ મ્હેં તો રસલહરીઓ રમતી મૂકી છે.

અને આટઆટલે વર્ષે યે ઇન્દુકુમાર આજ મ્હારા મનોરથોને મહાવનની ઝાડીના ઝુડ જેવો ઝખાય છે

પણ કાળના ઝુડ એવા જ છે; અન્તરિક્ષના વાતાવરણઝુંડે એવાં છે; સત્કૃતિઓના ભમરીચકરી ખાતાં વમળઝુંડો યે એવાં છે, ઘેરગંભીર, આત્મડોલન્તા, ને પ્રતિબિમ્બે વિશ્વને ઝીલી ડોલાવણહારાં; ગગનઘેરાં ને હદ-બેહદના શબ્દ જાણે ઉચ્ચરતા. આમાં તો એમનાં ઝીણુ-ઝીણુ ઝગમગતા પરમાણુઓ પમરે છે.

પુણ્યના એ સૌન્દર્યપરમાણુઓ છે, દૈવત્વનાં એ રસપરમાણુઓ છે પુણ્ય સૌને પાવન કરજો! દૈવત્વ સૌને દેવાશી કરજો! તથાસ્તુ.

પાઠક! ત્હારે હવે

नमो नमस्तेऽस्तु सहस्रकृत्य
पुनश्च भूयोपि नमो नमस्ते.

---

## અનુક્રમણિકા

# ગીતાવલિ

૨૧, આંજે ઉત્મત્ત કુનડોલનો
૨૨, બે ૫ કાંઠે કદમ્મ કેરી છાયા

પ્રવેસ ૬ ઠ્ઠો

૨૩, એ રત આવી
૨૪, અતિથિદેવ ! આવો
૨૫, અમર ! ઉરભોગી રે !
૨૬, કારમી એ કટાર

પ્રવેશ ૭ મો

૨૭, દેવ ! મન્દિર ઘો
૨૮, જુગ જાગે
૨૯, ઝરમર ઝાઝરી
૩૦, હરિ ૐ

પ્રવેશ ૮ મો

૩૧, માફ કરજે, બાળા !
૩૨, ચન્દ્રપુત્રી ! રૂપનતા ! અમૃતતનુ !
૩૩, જગની જોગણો ! અહાલેક
૩૪, મોરન્બોલેન્ન બોલે ?
૩૫, ગુફાઓ જોગીઓ કેરી

પ્રવેશ ૯ મો .

૩૬, આવ, હો સલૂણા શ્યામ !
૩૭ ઉતારો જોગીરાજ ! વસનો પૃથ્વિનાં
૩૮, રસિક ! ફૂલ વીણજે રે